# લક્ષ્મીનારાયણ દર્શન





મે-૨૦૧૧

માનદ તંત્રી : રતિલાલ પટેલ

પ્રકાશક : અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ

# મહોત્સવમાં પધારનાર જગદ્ગુરૂ શંકરાચાર્યો અને સંતો-મહંતો

અનંત શ્રી વિભૂષિત જ્યોતિષ્પીઠાધિશ્વર
અને દ્વારકાશારદાપીઠાધિશ્વર
જગદ્ગુરુ શંકરાચાર્ય
**સ્વામી સ્વરૂપાનંદ સરસ્વતીજી મહારાજ**
ના આશીર્વાદ

અનંત વિભૂષિત ગોવર્ધન પીઠાધિશ્વર
જગદ્ગુરુ શ્રી શંકરાચાર્ય
**નિશ્ચલાનંદજી મહારાજ**
જગન્નાથપુરી

અનંત વિભૂષિત શ્રી જગદ્ગુરુ શંકરાચાર્ય
**શ્રી ભારતીતીર્થ મહાસ્વામાવરૂ**
દક્ષિણામન્ય
શ્રી શારદાપીઠમ્, સૃંગેરી

પરમપૂજ્ય દંડી સ્વામી
**સદાનંદ સરસ્વતીજી મહારાજ**
શ્રી શારદાપીઠ, દ્વારકા (ગુજરાત)

**પ. પૂ. સ્વામી સચ્ચિદાનંદજી**
ભક્તિ નિકેતન આશ્રમ
દંતાલી, પેટલાદ

**રાષ્ટ્રીય સંત શ્રી રમેશભાઈ ઓઝા**
(પૂજ્ય ભાઈશ્રી) પોરબંદર

**પ.પૂ. સંતશ્રી કરશનદાસજી મહારાજ**
(મહંત શ્રી ઈશ્વર આશ્રમ-વાંઢાય)

**પ.પૂ. સંતશ્રી શાંતિદાસજી મહારાજ**
(મહંત શ્રી રવિભાણ આશ્રમ વિરાણીમોટી)

**પ.પૂ. શાસ્ત્રી સ્વામી વૃંદાવન વિહારી દાસજી**
(અદયક્ષ, દિવ્ય બ્રહ્મલોક એકેડેમી-ભુજ)

**પ.પૂ. સ્વામી શ્રી રંગદાસજી**
(ધર્મ ઉપદેશક અને માર્ગદર્શક સંત
લક્ષ્મીનારાયણ કેન્દ્ર સ્થાન, દેશલપર)

**પ.પૂ. સ્વામી બ્રહ્મસ્વરૂપદાસજી**
(ધર્મ ઉપદેશક અને માર્ગદર્શક સંત
લક્ષ્મીનારાયણ કેન્દ્ર સ્થાન, દેશલપર)

અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સમાજનું મુખપત્ર

# લક્ષ્મીનારાયણ દર્શન

અંક : ૧, મે-૨૦૧૧

:: માનદ્ તંત્રી ::
રતિલાલ પટેલ

:: પ્રકાશક અને મુદ્રક ::
અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ
દેશલપર (વાંઢાય) – કચ્છ

:: પ્રકાશન સ્થળ ::
શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન
મુ.પો. દેશલપર, તા. ભુજ–કચ્છ
ફોન : (૦૨૮૩૨) ૨૭૬૩૪૫

:: મુદ્રણ સ્થાન ::
શ્રીહરિ ઓફસેટ, ભુજ. ફોન : ૨૨૬૦૦૭

:: પત્રવ્યવહારનું સરનામું ::
શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન
મુ.પો. દેશલપર (વાંઢાય)
તા. ભુજ–કચ્છ
પીન : ૩૭૦ ૦૪૦

- દર માસની ૧૪મી તારીખે પ્રગટ થાય છે.
- વાર્ષિક લવાજમ રૂા. ૧૦૦/–
- પંચવર્ષિય લવાજમ રૂા. ૫૦૦/–

## આ અંકના આકર્ષણો

# પ્રકાશક સંસ્થાનું નિવેદન

આ સંસ્થા ૧૫ વર્ષ અગાઉ અંકુરિત થઈ અને તેણે આજે એક વટવૃક્ષનું સ્વરૂપ ધારણ કર્યું છે. કચ્છ અને કચ્છ બહાર બંધાયેલા શ્રી લક્ષ્મીનારાયણ મંદિરો તેની ડાળીઓ છે અને આ કેન્દ્રીય સંસ્થામાં થતી તમામ ગતિવિધિના સમાચારો કેન્દ્ર સાથે જોડાયેલા મંદિરો અને તેના અનુયાયીઓ સુધી પહોંચે એ જરૂરી છે.

સંસ્થાનું પોતાનું મુખપત્ર હોય તો જ તે શક્ય બને. વળી આ કેન્દ્રીય સંસ્થા દ્વારા મંદિરોને વખતો વખત અપાતા આદેશો કે માર્ગદર્શક સૂચનો પણ મુખપત્રના માધ્યમ દ્વારા પહોંચાડી શકાય.

સંસ્થાનું મુખ્ય કાર્ય સનાતન ધર્મનો પ્રચાર-પ્રસાર કરવાનું પણ છે. સંસ્થાના આ સામયિકમાં ધાર્મિક અને આધ્યાત્મિક સાહિત્ય પ્રકાશિત કરી ઘરેઘરમાં પહોંચાડી શકાય જેથી બાળકો અને યુવાનો પણ સનાતન ધર્મ અને ભારતીય સંસ્કારોથી અવગત થતા રહે.

આ બધી જરૂરિયાતોને ધ્યાને લઈને સંસ્થાના આગેવાનોએ સંસ્થાનું પોતાનું મુખપત્ર શરૂ કરવાનો નિર્ણય કર્યો છે.

શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્ર સ્થાન સાથે તેના સભ્યોને જોડનાર સંપર્કસેતુનું કામ આ મુખપત્ર કરશે. એટલે સનાતનીઓનું એવું કોઈ ઘર ન હોય કે જ્યાં સંસ્થાનું મુખપત્ર જતું ન હોય. આપ સૌના સહયોગથી જ આ કાર્ય શક્ય બનશે. અમારી આપ સૌ વાચકોને નમ્ર વિનંતી છે કે આપ પણ તેનું લવાજમ ભરશો અને આપ મિત્રવર્તુળમાં પણ આ માસિકનું લવાજમ ભરવા પ્રોત્સાહિત કરશો.

ભગવાનશ્રી લક્ષ્મીનારાયણ મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠાના સપરમા પ્રસંગે શ્રી લક્ષ્મીનારાયણ ઉદ્યાનમાં ખીલેલું આ પ્રથમ જ્ઞાનપુષ્પ આપના કરકમળોમાં મૂકતાં હર્ષની લાગણી અનુભવીએ છીએ.

જેઠાભાઈ લાલજી ચોપડા
પ્રમુખ
અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ

તંત્રીલેખ

# લક્ષ્મીનારાયણ દર્શન

ઘણી ધાર્મિક અને સામાજિક સંસ્થાઓ પોતાનું મુખપત્ર ચલાવતી હોય છે. તેના દ્વારા સંસ્થાઓ કે સંગઠનો તેમના ગતિવિધિના સમાચારો લોકો સુધી પહોંચાડતી હોય છે અને સાથે તેમના ઉદ્દેશોને અનુરૂપ સાહિત્ય સામગ્રી પ્રગટ કરતી હોય છે.

અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ કચ્છ અને કચ્છ બહાર કચ્છના કડવા પાટીદારો દ્વારા સંચાલિત લક્ષ્મીનારાયણ મંદિરોની કેન્દ્રીય સંસ્થા છે. તેની સાથે જોડાયેલા અનુયાયીઓ સમગ્ર ભારતમાં અને વિશ્વમાં ફેલાયેલા છે અને તેથી સંસ્થાની પ્રવૃત્તિઓનો વ્યાપ પણ વધુ રહેવાનો. તેના સમાચારો ઘર ઘરમાં પહોંચે તે આ મુખપત્ર પ્રકાશિત કરવાનો એક ઉદ્દેશ છે.

કેન્દ્ર સ્થાનની સ્થાપનાનો હેતુ તેની સાથે જોડાયેલા મંદિરોને એક સૂત્રે બાંધવાનો અને તેમને ધર્મ સંબંધી માર્ગદર્શન આપવાનો છે અને સનાતન ધર્મનો પ્રચાર-પ્રસાર કરવાનો છે. આ ઉદ્દેશને બર લાવવા સંસ્થા દ્વારા લેવાતા નિર્ણયો અનુયાયીઓને જાણ કરવા અનેસંસ્થા દ્વારા યોજનારા શિબિરો, સેમિનારો, ધર્મસભાઓ વિશેના સમાચારો પ્રકાશિત કરવા તથા સંતો અને વિદ્વાનોના પ્રવચનોના અંશો પ્રકાશિત કરવાના હેતુથી સંસ્થાનું મુખપત્ર પ્રગટ કરવામાં આવી રહ્યું છે.

આ સામયિકમાં સંસ્થાની ગતિવિધિના સમાચારો ઉપરાંત સનાતન ધર્મ અને ભારતીય વૈદિક સંસ્કૃતિના મૂલ્યોને ઉજાગર કરતા ચિંતનાત્મક લેખો, દૃષ્ટાંતરૂપ વાર્તાઓ, ભક્તિગીતો વગેરે સાહિત્યકૃતિઓ પણ પ્રગટ કરવામાં આવશે જેથી આ પેઢી અને ભાવિપેઢી સનાતન ધર્મના હાર્દરૂપ તત્ત્વને સુપેરે સમજી શકે અને આત્મસાત કરી જીવનમાં ઉતારી શકે.

વેદો ઉપનિષદોમાં જે કાંઇ કહેવાયું છે. દર્શન ગ્રંથો અને પુરાણોમાં જે કંઇ લખાયું છે તેને સરળ અને લોકભોગ્ય શૈલીમાં તેમજ ધર્મના ગૂઢ રહસ્યોને અને સિધ્ધાંતોને સાવ સામાન્ય જન પણ સમજી શકે એ રીતે દાખલાઓ અને દૃષ્ટાંતો સાથે આપવાનો અમારો પ્રયાસ રહેશે. બાળકો, યુવાનો, પ્રૌઢો અને મહિલાઓને પ્રેરણા મળે તેમનું જીવન ધર્મના સંસ્કારોથી પુષ્ટ બને અને ઊર્ધ્વગામી બને એવી સાહિત્યસામગ્રી પીરસવાની અમારી નેમ છે. એ માટે ચિંતકો, વિદ્વાનો અને સંતોનો સહયોગ લેવામાં આવશે. સુજ્ઞ વાંચકો પણ પોતાના મૌલિક કે સંકલિત કરેલા વિચારો આ સામયિકમાં મોકલી શકશે.

ધર્મતત્ત્વ, આધ્યાત્મિકતાના અને સંસ્કારોરૂપી અમૃતથી માનવીની તૃષાને છીપાવી શકાય છે એ અમૃત તો શાસ્ત્રોના દોહનથી જ મળી શકે, સૌને તૃપ્ત કરી શકાય એવી પરબ બનવાનો આ સામયિક યત્ન કરશે.

પુસ્તક કે સામયિકની પ્રકાશન યાત્રા એટલે લેખક, સંપાદક, પ્રકાશક અને વાંચકોની સહિયારી યાત્રા છે. તે પરસ્પરના સહયોગ વિના સફળતાને વરતી નથી. ચાલો આપણે સૌ સાથે મળીને એ યાત્રાને સફળ બનાવવાનાં સંકલ્પ સાથે તેનો શુભારંભ કરીએ.

**-રતિલાલ મ. પટેલ**

# શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્ર સ્થાન

–રતિલાલ મ. પટેલ

૪૦૦ વર્ષ અગાઉ ગુજરાતમાં કડવા પાટીદારોએ પીરાણા પંથ સ્વીકાર્યો અને જ્ઞાતિમાં કલહ ન થાય એટલે તેઓ ક્રમે ક્રમે કચ્છમાં આવી વસ્યા અને કચ્છમાં પાણીવાળા નખત્રાણા, માંડવી, ભુજ અને લખપત તાલુકાના ગામોમાં જઈને વસ્યા અને ખેતી કરવા લાગ્યા.

૨૦૦ વર્ષ અગાઉ નેત્રામાં એક નરબંકો થયો કે જેમણે કહેવાતા કલ્પિત ધર્મ સામે જેહાદ જગાવી અને જેને તેઓ કલ્પિત પંથ માનતા હતા તેને તિલાંજલિ આપી. સ્વામીનારાયણ સંપ્રદાય અંગીકાર કર્યો એ નરવીર હતા શ્રી કેસરામુખી સાંખલા. તેમને પગલે પગલે સાત ગામના કેટલાક કુટુંબોએ પણ સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકાર્યો અને પીરાણ પંથ છોડ્યો.

૧૩૦ વર્ષ અગાઉ વિરાણી મોટીમાં એવો જ એક નરવીરે અર્ધદગ્ધ પંથ સામે પડકાર ફેંક્યો અને કરાંચી અને મુંબઈમાં ધર્મ જાગૃતિ માટેની પરિષદો યોજી જ્ઞાતિને સનાતન ધર્મના માર્ગે વાળવા ઝુંબેશ ચલાવી. એ હતા જ્ઞાતિના આદ્યસુધારક શ્રી નારાયણજી રામજી લીંબાણી.

જ્ઞાતિમાં જાગૃતિ આવી. યુવાનો આ અભિયાનમાં જોડાવા આગળ આવ્યાં. રતનશી ખીમજી ખેતાણી વીરાણી મોટીના પ્રમુખ પદે કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજની સ્થાપના થઇ જેના મંત્રી પદે નખત્રાણાંના નથુભાઈ નાનજી કેશરાણી વરાયા. વાંઢાયના સંતશ્રી ઓધવરામજી મહારાજની પ્રેરણા લઈ ગામેગામ ઈષ્ટદેવ શ્રી લક્ષ્મીનારાયણના મંદિરો બાંધવા પ્રોત્સાહન આપ્યું. જ્ઞાતિના ગઢેરાઓના જુલ્મો સહન કરીને પણ રતનશીભાઈની આગેવાની હેઠળ પરબતભાઈ લખુ (મથલ) ભીમજીભાઈ કેસરા લીંબાણી (કોટડા) રતનશીભાઈ નારણ (ખોંભડી) ખીમજીભાઈ નાગજી લીંબાણી (મથલ) તેમજ અને યુવાનો જોડાયા.

સાબરકાંઠામાં પણ ધર્મ પરિવર્તનની ચળવળે વેગ પકડ્યો હરિભાઈ ભાવાણી (મોતીસરી) અને અન્ય આગેવાનો જોડાયા. તેમણે ઉધ્ધવ આશ્રમ વાંઢાયમાં કુળદેવી મા ઉમિયાનું મંદિર બાંધવાનો વિચાર મૂક્યો અને પ્રારંભિક ફંડ પણ કરી આપ્યું અને સંતશ્રી ઓધવરામજી અને તેમના શિષ્ય દયાલદાસ મહારાજની પ્રેરણાથી વિ.સં. ૨૦૦૦ માં વાંઢાયમાં ઉમિયા માતાજીનું મંદિર બંધાયું જેની મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા દાતાશ્રી અને સનાતન સમાજના પ્રમુખ રતનશીભાઇ ખેતાણીના શુભ હસ્તે કરવામાં આવી.

એ સમયે ઉમિયા માતાજી મંદિર, વાંઢાય જ સનાતની સમાજનું કેન્દ્રસ્થાન હતું. મુખી દ્વારા થતાં બાર વર્ષીય લગ્નોને સ્થાને બ્રાહ્મણો દ્વારા હિન્દુશાસ્ત્રોક્ત વિધિથી લગ્ન કરવાનો અને મરણ બાદ અગ્નિસંસ્કાર કરવાના ક્રાંતિકારી ઠરાવો પણ વિ.સં. ૨૦૦૧ માં આ સ્થાને કરવામાં આવ્યા હતા. અને ગામે ગામ શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો બાંધવાની પ્રેરણા પણ આ પાવનધામમાંથી જ મળી હતી. ઘણાનું એવું માનવું છે કે તે સમયે શ્રી ઉમિયા માતાજીની સાથે સાથે ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનું મંદિર પણ બની ગયું હોત તો આ સ્થાન સનાતની સમાજનું કેન્દ્રસ્થાન કાયમ રહેત.

તા. ૪/૨/૧૯૯૬ મહાસુદ પૂર્ણિમાનો (૧૫નો) પવિત્ર દિવસ હતો. વાંઢાયની પાવન ધરા પર મા ઉમિયાને આંગણે માનવ મહેરામણ ઊમટ્યો હતો. કચ્છના ગામેગામથી સુશોભિત વાહનોમાં આવેલા ભાઇબહેનોમાં અનેરો ઉમંગ અને અદમ્ય ઉત્સાહ છલકાતા હતા. કચ્છ બહારથી સેંકડોની સંખ્યામાં આવેલા ભાવિકોના હૈયાં પણ હિલોળે ચડ્યા હતા.

આજે ઉમિયા માતાજી સંસ્થાનના પટાંગણમાં વિરાટ ધર્મસભા યોજાઇ હતી જેમાં ગામેગામના લક્ષ્મીનારાયણ મંદિરોને એકસૂત્રે બાંધનાર કેન્દ્રીય

સંસ્થા શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મ પ્રચાર સમિતિની વિધિવત જાહેર કરવામાં આવી હતી અને સભામાં ઉપસ્થિત હજારો ભાઇ બહેનોએ હર્ષનાદથી તાળીઓના ગડગડાટથી વધાવી લીધી. આ સભામાં આ કેન્દ્રીય સંસ્થાના પ્રમુખશ્રી પ્રેમજીભાઇ પૂંજાભાઇ વાસાણી સર્વાનુમતે વરાયા જેમણે લક્ષ્મીનારાયણ મંદિરોનું કેન્દ્રસ્થાન સ્થાપવાનો સંકલ્પ જાહેર કર્યો અને સંત શ્રી શાંતિદાસજી મહારાજ અને અન્ય સંતોએ ગામડે ગામડે સભાઓ યોજીને લક્ષ્મીનારાયણ મંદિરોને ચેતનવંતા બનાવવા પ્રતિબદ્ધતા વ્યક્ત કરી.

આ દિવસે બપોર બાદ સભા વિરાટ ધર્મયાત્રામાં ફેરવાઇ ગઇ અને ગામેગામથી આવેલા વાહનો સાથે આ ધર્મયાત્રાએ વાંઢાયથી પ્રસ્થાન કરી જ્ઞાતિના આદ્ય સુધારક શ્રી નારાયણજી બાપાનાં જન્મસ્થાન મોટી વિરાણી ખાતે વીરમી હતી. અત્યાર સુધી કચ્છમાં ન યોજાઇ હોય એવી વિરાટ ધર્મયાત્રાને જોવા રસ્તામાં આવતા ગામોના લોકો ઊમટી પડ્યા હતા. લક્ષ્મીનારાયણની જય અને ઉમિયા માતાજીની જય,ના ગગનભેદી નાદથી માર્ગ ગુંજી ઊઠ્યા હતા.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજના આગેવાનોએ જલતી કરેલી જ્યોતનો પ્રકાશ વચ્ચેના સમયગાળામાં મંદ પડતો હોય એવું લાગતું હતું તેથી આ આગેવાનોએ એ જ્યોતની વાટને શંકોરી અને ફરી દીપ્તિમાન કરી હતી અને આ ધર્મયાત્રાથી ધર્મ જાગૃતિનાં કાર્યનો પુનઃ પ્રારંભ થયો હતો.

શ્રી લક્ષ્મીનારાયણ ધર્મ પ્રચાર સમિતિના પ્રમુખશ્રી પ્રેમજીબાપા અને અન્ય આગેવાનો, સંતશ્રી શાંતિદાસજી મહારાજ (વિરાણીવાળા) અને અન્ય સંતોને સાથે રાખી કચ્છના ગામેગામ અને કચ્છ બહાર પ્રથમ તબક્કામાં અંદાજે ૨૫૦ જેટલી ધર્મસભાઓ યોજી જાગૃતિનું કાર્ય ખૂબ જ ઉત્સાહપૂર્વક કર્યું હતું અને લોકોનો પણ જબરજસ્ત પ્રતિસાદ મળ્યો હતો.

સુષુપ્ત પડેલાં મંદિરો ધબકવાં લાગ્યાં હતાં.

લક્ષ્મીનારાયણ મંદિરોમાં એક જ પ્રકારની પ્રાર્થના અને આરતી ગવાય એ માટે સંસ્થા દ્વારા પુસ્તિકાઓ ઓડિયો કેસેટ અને સીડી તૈયાર કરી ગામેગામ પહોંચતા કરાયા હતા અને તેનું ઉત્સાહવર્ધક પરિણામ પણ આવ્યું હતું.

પ્રમુખશ્રી પ્રેમજીબાપાનું દેહાવસાન થતાં ધર્મપ્રચાર સમિતિનાં પ્રમુખની જવાબદારી શ્રી જેઠાભાઇ લાલજી ચોપડાએ ઉપાડી હતી જે આજપર્યંત નિભાવી રહ્યા છે.

સને ૨૦૦૦ થી ૨૦૦૩ દરમ્યાન ધર્મ જાગૃતિ માટે સભાઓ યોજવાનો દોર ચાલુ જ રહ્યો હતો. જાણીતા તત્ત્વચિંતક શ્રી હરિભાઇ કોઠારીની કચ્છના જુદા જુદા વિસ્તારના અને કચ્છ બહારના પણ કેટલાક વિસ્તારોમાં પણ ધર્મસભાઓ યોજવામાં આવી હતી. તેઓ આ સંસ્થાને કોઇપણ સમયે નિરપેક્ષ ભાવે સેવા આપતા. તેમણે તેમનાં પ્રવચનોમાં સનાતન ધર્મ અને માનવજીવનના મૂલ્યોને સુપેરે ઉજાગર કર્યા હતાં.

આર્ષ વિદ્યા મંદિર, રાજકોટનાં સ્વામી પરમાત્માનંદ સરસ્વતીએ પણ કચ્છ અને કચ્છ બહાર આગેવાનો સાથે રહીને ધર્મજાગૃતિ સભાઓમાં મનનીય પ્રવચનો આપ્યાં હતાં અને તેમણે પોતે તેમજ તેમની સાથેના સંતો સ્વામી નિત્યસુધાનંદ સરસ્વતીને સ્વામી ધન્યાનંદ સરસ્વતીએ સંસ્થા દ્વારા યોજાયેલી યુવાનો, મહિલાઓ અને બાળકોની શિબિરમાં માર્ગદર્શક સેવાઓ આપી હતી.

શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મ પ્રચાર સમિતિના એજન્ડામાં લક્ષ્મીનારાયણ મંદિરોનું કેન્દ્રસ્થાન બનાવવાનો મુદ્દો તો પ્રથમથી જ હતો. આ બાબતે તત્ત્વચિંતક અને સંત સ્વામી સચ્ચિદાનંદજીનું માર્ગદર્શન મેળવવા સંસ્થાના પ્રતિનિધિઓ સને ૨૦૦૨ માં દંતાલી ગયા હતા ત્યારે તે આર્ષદૃષ્ટા સંતશ્રીએ સ્પષ્ટપણે જણાવ્યું હતું કે ૨૦૦ કરતાંય વધારે લક્ષ્મીનારાયણ મંદિરો જ્ઞાતિના સંચાલન હેઠળ હોય તો તેનું કેન્દ્રસ્થાન તો હોવું જ જોઇએ તે તમે જરૂર કરો અને તે કેન્દ્રસ્થાન તમારા કુળદેવી મા ઉમિયાના સ્થાન વાંઢાયની નજીક જ લ્યો. પણ શક્ય હોય તો તે રાજ્ય ધોરીમાર્ગ પર કરજો અને એ માટે વિશાળ જમીન રાખજો જેથી ભવિષ્યમાં ધાર્મિક પ્રવૃત્તિઓની સાથે સાથે શૈક્ષણિક કે માનવસેવાની પ્રવૃત્તિઓ થઇ શકે વધુમાં તેમણે એમ પણ કહ્યું કે ધર્મની ગાદી પર ધર્મશાસ્ત્રોને

પ્રસ્થાપિત કરજો અને માર્ગદર્શન માટે સંતોની સેવા લેજો.

આ દૂરંદેશી સંતના શબ્દો સાચા પડ્યા. સને ૨૦૦૩ માં સંસ્થાએ વાંઢાયની નજીક દેશલપર ગામ પાસે હાઇવે પર પ્રથમ ૨૫ એકર અને ત્યારબાદ ૧૫ એકર મળીને ૪૦ એકર જમીન ખરીદી અને તા. ૨૮/૪/૨૦૦૪ના આ જમીન પર લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનનું ભૂમિપૂજન કરવામાં આવ્યું અને લક્ષ્મીનારાયણ ધર્મપ્રચાર સમિતિને સ્થાને અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ નામે ટ્રસ્ટ રજીસ્ટર કરવામાં આવ્યું. સંસ્થાના સભ્યો વ્યક્તિગત રીતે નહિં પણ લક્ષ્મીનારાયણ મંદિરો જ બને અને એ મંદિરોની સંચાલક સંસ્થાએ નિયુક્ત કરેલા પાંચ પ્રતિનિધિઓની કેન્દ્રીય સંસ્થાની બોડી બને એવી બંધારણમાં જોગવાઇ કરવામાં આવી.

લક્ષ્મીનારાયણના અનુયાયીઓએ પોતાના ટ્રેક્ટર લાવીને રાતદિવસ કારસેવા કરી સંસ્થાએ સંપાદિત કરેલ જમીનને સમથળ કરી તા. ૧૬-૫-૨૦૦૫ના આ પાવન ધરતી પર લક્ષ્મીનારાયણ મંદિરનો શિલાન્યાસ કરવામાં આવ્યો અને લક્ષ્મીનારાયણ મંદિરના નિર્માણ કાર્યનો શુભારંભ થયો.

લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન હમેંશા ધાર્મિક પ્રવૃત્તિઓથી ધમધમતું રહે અને એવા ઉમદા હેતુથી એક અનામી દાતા દ્વારા શ્રી રમેશભાઇ ઓઝા (ભાઇશ્રી) ના વ્યાસાસને શ્રીમદ્ ભાગવત કથા પારાયણનું આયોજન આ સંકુલમાં કરવામાં આવ્યું જેનો ખર્ચ અંદાજે રૂા. ૩૨ લાખ થયો. તે બધું એ અનામી દાતાએ ઉઠાવ્યું હતું જ્યારે એ નિમિત્તે થયેલ અંદાજે ૩૫ લાખની આવક સંસ્થામાં જમા કરાવી હતી. આ કથાનું આયોજન મે - ૨૦૦૬ માં ખૂબ જ ભવ્યતાથી કરવામાં આવ્યું હતું.

લોકોમાં ધર્મજાગૃતિ આવે અને ધાર્મિક વિચારોનો પ્રચાર પ્રસાર થાય એ ઉદ્દેશથી સંસ્થાએ કચ્છ અને કચ્છ બહાર રથયાત્રા યોજવાનું નક્કી કર્યું અને અનામી દાતા તરફથી અંદાજે રૂા. ૧૫ લાખનો રથ તૈયાર કરી સંસ્થાને સમર્પિત કરવામાં આવ્યો. જેને મંદિરનું આકાર આપી લક્ષ્મીનારાયણની મૂર્તિ તેમજ ઉમિયા માતાજી અને જ્ઞાતિને માર્ગદર્શન આપનાર સંતોના ચિત્રો મૂકવામાં આવ્યા છે. તા.૧૭-૮-૨૦૦૭ ના ધર્મજાગૃતિ રથયાત્રાનો ઉમિયા માતાજી વાંઢાયના પ્રાંગણમાંથી દબદબાભેર પ્રારંભ કરવામાં આવ્યો. જે કચ્છમાં કડવા પાટીદારોની વસ્તીવાળા ૧૪૫ ગામોમાં પહોંચ્યો અને ત્યારબાદ જાન્યુઆરી ૨૦૦૯ માં સાબરકાંઠા વિસ્તારના ૩૦૦ જેટલા કંપામાં પણ ભ્રમણ કર્યું તેમજ તા. ૨૧-૫-૨૦૦૯ થી ૧૧-૬-૨૦૦૯ દરમ્યાન ઉત્તર અને મધ્ય ગુજરાતમાં ૧૦૦ જેટલા ગામડાઓમાં પણ ભ્રમણ કર્યું. ૨૦૧૧ માં આ રથ દક્ષિણ ગુજરાતના વિસ્તારમાં પણ ફર્યો. રથ જ્યાં જ્યાં પહોંચ્યો ત્યાં ત્યાં લોકોએ ખૂબ જ ઉત્સાહ અને ઉમંગથી વાજતે ગાજતે આ રથનાં સ્વાગત સામૈયા કર્યા અને સંતોની ધર્મસભામાં સત્સંગથી પણ લાભાન્વિત થયા રથનાં પરિભ્રમણ દરમ્યાન ભાવિકોએ સ્વેચ્છાએ જે ભેટ લખાવી તે અંદાજે રૂપિયા દોઢ કરોડ જેટલી થવા જાય છે. આ રથયાત્રા દરમ્યાન પ.પૂ.સંત શ્રી શાંતિદાસજી મહારાજ (વિરાણી મોટી), પ.પૂ.સંત શ્રી કરસનદાસજી મહારાજ (વાંઢાય), પ.પૂ.સંત શ્રી કેશવદાસજી મહારાજ (સુંદરપુરા), પ.પૂ. સંત શ્રી શિવાનંદતીર્થ (વલાદ), પ.પૂ. સંત શ્રી પદિપ્તાનંદ સરસ્વતી (ભુજ) તેમજ અન્ય સંતોએ ધર્મસભાઓમાં જ્ઞાનપૂર્ણ પ્રવચનો આપ્યા હતા.

દેશલપર પાસેની ૪૦ એકર જમીન પર આકાર લઇ રહેલા સંકલનું નામ શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન સંસ્કારધામ રાખવામાં આવ્યું. એના પાછળના સંસ્થાના બે ઉદ્દેશ્ય નિહિત હતા એક તો આ સંસ્થા જ્ઞાતિના બધા જ લક્ષ્મીનારાયણ મંદિરોનું કેન્દ્રસ્થાન બને અને બીજો હેતુ બાળકોને અહિંથી અદ્યતન ઢબના શિક્ષણની સાથે ભારતીય સંસ્કૃતિને અનુરૂપ સંસ્કારો મળે. આ ઉદ્દેશને બર લાવવા લક્ષ્મીનારાયણનાં મંદિરનું નિર્માણકાર્ય તો ચાલુ હતું જ તેની સાથે સાથે તા.૯-૫-૨૦૦૮ના આ પરિસરમાં વિદ્યાલયનો શિલાન્યાસ કરવામાં આવ્યો.

સંસ્કારોના સિંચન માટે અને સનાતનધર્મનાં પ્રચાર-પ્રસાર માટે આ સંસ્થામાં ધાર્મિક કાર્યક્રમો યોજી શકાય, યુવાનો બાળકોની શિબિરો, સેમિનારો યોજી શકાય તે બહુહેતુક દષ્ટિથી, ૧૦૦૦ પ્રેક્ષકો બેસી શકે એટલો વિશાળ હોલ બાંધવાનો સંસ્થાએ નિર્ણય કર્યો. તા. ૩-૮-૨૦૦૯ના આ હોલનું શિલાન્યાસકાર્ય, તેના નામકરણનાં દાતાની ઇચ્છા મુજબ ''સંતશ્રી વાલરામજી ગુરુ ઓધવરામજી

સત્સંગ હોલ એવું નામ આપવામાં આવ્યું. આ હોલનું બાંધકામ પણ પૂર્ણ થઇ ગયેલ છે જ્યારે વિદ્યાલયના ૧૯ રૂમના બાંધકામ પૂર્ણતાને આરે છે.

જુન ૨૦૧૨માં આ વિદ્યાલયનું ઉદ્‌ઘાટન કરવામાં આવશે અને પ્રાથમિક શિક્ષણનો શુભારંભ કરવામાં આવશે.

આ પરિસરમાં શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન ભવનનું નિર્માણ કરવામાં આવ્યું છે જેમાં સનાતન ધર્મનાં મૂળ ગણાતાં ચાર વેદો પ્રસ્થાપિત કરવામાં આવશે. આ કેન્દ્રસ્થાનમાં બે ધર્મોપદેશક સંતો ભાવિકજનોને ધર્મસંબંધી માર્ગદર્શન આપશે. એટલે એ રીતે કેન્દ્રસ્થાનમાં આવનારને મંદિરમાં ભગવાનના દર્શન અને સંતોનું માર્ગદર્શન મળશે.

કેન્દ્રસ્થાનની બાજુમાં સંતકુટિરનું નિર્માણ કરાયું છે જેમાં ધર્મોપદેશક સંતો અને આ કેન્દ્રસ્થાનની મુલાકાતે આવનાર સંતો નિવાસ કરી શકશે. આ પરિસરમાં સંત સ્મૃતિમંદિર પણ દ્રષ્ટિગોચર થાય છે. જેમાં ક.ક.પાટીદાર જ્ઞાતિને માર્ગદર્શન આપનાર સંતશ્રી ઇશ્વરરામજી સંત શ્રી લાલરામજી સંતશ્રી ઓધવરામજી સંતશ્રી વાલરામજી અને આદ્ય સુધારક શ્રી નારાયણભાઇ રામજી લીંબાણીની પ્રતિમાઓની ભાવ પ્રતિષ્ઠા કરવામાં આવી છે. પરિસરમાં કાર્યાલય અને સાહિત્ય વેચાણ માટેનું અલાયદું ભવન છે તેમજ મીટિંગ માટે કોન્ફરન્સ હોલ પણ બાંધવામાં આવ્યો છે. મંદિર તરફ જતા માર્ગની બંને બાજુ લક્ષ્મી ભંડારમાં આ સંસ્થાને માતબર દાન આપનાર દાતાઓની નામાવલી આરસની તકતીમાં કંડારવામાં આવી છે.

લક્ષ્મીનારાયણ મંદિરની બાજુમાં કાયમી યજ્ઞશાળાનું નિર્માણ કરવામાં આવ્યું છે જેમાં દરરોજ સવારે નિયમિતપણે યજ્ઞ કરાવવામાં આવશે. આ યજ્ઞમાં રૂા. ૫૧૦૦ આપીને કોઇપણ યજમાન કાયમી તિથિ પણ નોંધાવી શકે છે.

મંદિરનાં પ્રવેશદ્વારની એકતરફ હિમાલય પર બેઠેલા શિવજીની જટામાંથી વહેતી ગંગધારાનો પ્રતિકરૂપી નયનરમ્ય લાગે તો બીજીતરફ વૃંદાવનમાં કનૈયો ગાયોને ચરાવતા હોય એવું મનોહારી દ્રશ્ય પણ નજરે પડે છે.

આ ઉપરાંત લક્ષ્મીનારાયણ મંદિરની આસપાસ લેન્ડ સ્કેપીંગ કરીને સુંદર બગીચાનું નિર્માણ કરવામાં આવ્યું છે અને તેને લાઇટથી સુશોભિત કરવામાં આવ્યું. આ બગીચાની મધ્યમાં સંગીતમય ફુવારો (મ્યુઝીકલ ફાઉન્ટેન) મુકવામાં આવ્યો છે જે મંદિરમાં વાગતી આરતીના તાલે નૃત્ય કરશે અને દર્શકોના આકર્ષણનું કેન્દ્ર બની જશે. અંદાજે ૬૦૦૦ વૃક્ષોથી આચ્છાદિત ૪૦ એકરનું આ પરિસર લીલુંછમ અને રમણીય દેખાય છે.

## ભાવિ યોજનાઓ

- આ પરિસરનાં શૈક્ષણિક સંકુલમાં પ્રાથમિક શાળાની બાજુમાં હાઇસ્કૂલનો અલાયદો હોલ પણ બાંધવામાં આવશે.
- આ સંકુલમાં રહીને અભ્યાસ કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ ભવન બાંધવામાં આવશે.
- અદ્યતન સુવિધાથી સુસજ્જ પ્લેગ્રાઉન્ડનું નિર્માણ કરવામાં આવશે.
- અલાયદુ પુસ્તકાલય ભવન બાંધવામાં આવશે.
- આ સંકુલમાં ગૌશાળા શરૂ કરવાનું પણ સંસ્થાએ વિચાર્યું છે.
- આ સિવાય પણ સમયાંતરે સંસ્થાને યોગ્ય લાગશે એવી બહુજનહિતાય પ્રવૃત્તિઓ સંસ્થા દ્વારા કરવામાં આવશે. સંસ્થાનું પોતાનું મુખપત્ર માસિક પ્રગટ કરવાનો સંસ્થાએ નિર્ણય કર્યો છે જે તુરતમાં જ શરૂ કરાશે. આ ઉપરાંત ધાર્મિક અને આધ્યાત્મિક પુસ્તકો અને ઓડીયો - વિડીયો સીડી, ડીવીડી વગેરે સાહિત્ય સામગ્રી પણ સંસ્થા દ્વારા વખતોવખત પ્રકાશિત કરવામાં આવશે અને ભારતભરમાં મોકલવામાં આવશે. તેમજ સંસ્થા સાથે જોડાયેલા લક્ષ્મીનારાયણ મંદિરોને પણ મોકલવામાં આવશે.

આ સંસ્થા દ્વારા સંતો અને વિદ્વાનોને સાથે રાખીને કચ્છ અને કચ્છ બહાર જુદા જુદા વિસ્તારોમાં શિબિરો, સેમિનારો, ધર્મસભાઓ યોજવામાં આવશે અને સનાતન ધર્મનો પ્રચાર પ્રસાર કરવામાં આવશે.

# કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિનો ઐતિહાસિક ઉત્સવ

–રતિલાલ મ. પટેલ

**તા. ૧૧થી ૧૪ મે, ૨૦૧૧ દરમ્યાન શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન, દેશલપર ખાતે યોજાનાર ચાર દિવસીય મહોત્સવ ઘણી રીતે ઐતિહાસિક બની રહેવાનો છે.**

કચ્છ અને સાબરકાંઠા મળીને શ્રી લક્ષ્મીનારાયણના ૨૨૨ જેટલા મંદિરો આવેલા છે, પરંતુ તેને એકસૂત્રે બાંધી શકે અને માર્ગદર્શન આપી શકે એવું કેન્દ્રસ્થાન હતું નહીં તેની સ્થાપના આ મહોત્સવ દરમ્યાન થવાની છે, એ સીમાચિહ્નરૂપ ઘટના ગણાય. આ કેન્દ્રસ્થાનની સ્થાપના કરવા અને તેમાં સનાતન ધર્મના મૂળ સમા ચાર વેદોની સ્થાપના કરવા ભારતની ચાર પીઠોના શંકરાચાર્યો અને દંડીસ્વામી પધારતા હોય એ પણ ઐતિહાસિક અવસર જ ગણી શકાય.

ગામના મંદિરોમાં થતી મૂર્તિ પ્રાણપ્રતિષ્ઠામાં જે તે ગામના કે આસપાસના ગામોના ભાવિકો ભાગ લેતા હોય છે. જ્યારે કેન્દ્રસ્થાનમાં યોજાનારા મહોત્સવમાં કચ્છના છેવાડાના ગામોમાંથી અને કચ્છ બહાર વસતા હજારો જ્ઞાતિજનો ઉમટી પડવાના છે, એટલે ભાવિકોની સંખ્યાની દૃષ્ટિએ પણ આ મહોત્સવ અભૂતપૂર્વ બની રહેશે એવું લાગે છે.

મહોત્સવમાં યોજાનારી વિરાટ શોભાયાત્રામાં કચ્છના ગામેગામની ઝાંખીઓ જોડાય એ પણ પ્રથમ વખત જ બનશે. આ મહોત્સવમાં ૫૧ કુંડી મહાવિષ્ણુયાગ યોજાશે, જેમાં સમગ્ર ભારતમાંથી ૧૫૧ યજમાનો સહભાગી થશે, એ પણ નાનીસૂની બાબત ન ગણાય. યુવક સંઘ દ્વારા સાત એકર જમીન પર ઊભા કરાનારા કૃષિમેળો અને વ્યવસાયિક પ્રદર્શન પણ આ મહોત્સવના વિશેષ આકર્ષણો રહેશે. મહોત્સવના ચારેય દિવસ હેલિકોપ્ટર આકાશમાં ઊડતું રહી શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન, ઉમિયા માતાજી મંદિર, ઈશ્વર આશ્રમ અને રામમંદિર પર સંતો અને દાતાઓ દ્વારા પુષ્પવૃષ્ટિ કરતું રહેશે.

મહોત્સવની રાત્રે વિદ્યુત રોશનીથી રચાનારા અવનવા દ્રશ્યો એક અદ્‌ભુત નજારો ખડો કરશે અને રાત્રે યોજાનારા રંગારંગ વૈવિધ્યસભર સાંસ્કૃતિક કાર્યક્રમો જ્ઞાતિના યુવા કલાકારોમાં પડેલી પ્રતિભાને પ્રગટાવવાની તક પૂરી પાડશે. ૬૦૦૦ જેટલા વૃક્ષોથી આચ્છાદિત લીલાછમ શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનમાં ઉત્તમ કોટિના પથ્થરોમાંથી કંડારીને નિર્માણ થયેલું ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનું ભવ્ય મંદિર, અદ્યતન ઢબનું વિદ્યાલય ભવન, ૧૦૦૦ પ્રેક્ષકો બેસી શકે એવો વિશાળ સત્સંગ હૉલ, કેન્દ્રસ્થાન ભવન, સંત કુટિર, જ્ઞાનભંડાર, કાર્યાલય, યજ્ઞશાળા અને સંત સ્મૃતિ મંદિરથી શોભતા આ પરિસરમાં લેન્ડસ્પેપિંગ સાથેનું રમણીય ગાર્ડન, મ્યુઝિકલ ફુવારા, ચિલ્ડ્રન કોર્નર અને નૈસર્ગિક દૃશ્યોથી આ સમગ્ર સંકુલ દર્શનીય બન્યું છે. આ મહોત્સવમાં આવનારા

ભાવિકોને આ બધું પ્રત્યક્ષ નિહાળવાનો લ્હાવો મળશે.

આ ઐતિહાસિક મહોત્સવમાં દાન આપીને સ્મૃતિને કાયમ રાખવા ઇચ્છતા દાતાઓ માટે ૪૦ જેટલી જુદી ઉછામણીની તક પણ મળવાની છે અને સેવા આપવાનો પણ અવસર સાંપડશે.

## મહોત્સવના આકર્ષણો

- ભારતની ચારે પીઠના જગદ્‌ગુરુ શંકરાચાર્યોના એક જ મંચ પર દર્શન અને આશીર્વચન અને તેમનાં કરકમળોથી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનની સ્થાપના.
- સ્વામી સચ્ચિદાનંદ અને રમેશભાઇ ઓઝા જેવા તત્ત્વચિંતકોના જ્ઞાનપૂર્ણ પ્રવચનો.
- કચ્છના તમામ સંતો મહંતોના એક જ મંચ પર દર્શન અને આશીર્વચન.
- ગામે ગામની ઝાંખીઓ અને હાથી, વિમાન, નૌકા, મોર, હંસની પ્રતિકૃતિઓમાં સજ્જ દેવ-દેવીઓની વેશભૂષા સાથેની આકર્ષક વિરાટ શોભાયાત્રા.
- સામાજિક સભામાં સમાજ સુધારકો અને સંતોનાં ઋણ સ્વીકાર અને ટોચના અગ્રણીઓના પ્રેરણાદાયી વક્તવ્યો.
- રૂપિયા એક લાખથી વધુ દાન આપનાર દાતાઓના સન્માન.
- એક હજાર પ્રેક્ષકો બેસી શકે એવા વિશાળ સત્સંગ હોલનું ઉદ્‌ઘાટન.
- ૧૫૧ યજમાનો આપશે ૫૧ કુંડી વિષ્ણુયાગમાં આહુતિ.
- નવનિર્મિત મંદિરમાં ભગવાનશ્રી લક્ષ્મીનારાયણ અને પરિવાર દેવતાઓની પ્રાણ પ્રતિષ્ઠા.
- મહોત્સવ દરમ્યાન આકાશમાંથી હેલિકોપ્ટર દ્વારા પુષ્પ વૃષ્ટિ.
- મહોત્સવની ઝળહળતી રાતે યોજાશે રંગારંગ વૈવિધ્ય સભર સાંસ્કૃતિક કાર્યક્રમ.
- યુવા સંઘ દ્વારા યોજાશે કૃષિ મેળો, વ્યાવસાયિક પ્રદર્શન અને ફનફેર.
- મહોત્સવના બે દિવસ અગાઉ યુવાસંઘ યોજશે મશાલ દોડ, કબડ્ડી અને વોલીબોલની સ્પર્ધા.
- ભારતભરમાંથી ૨ લાખ ભાવિકો આ મહોત્સવમાં ભાગ લેવા ઊમટી પડશે.
- ૩૫ જેટલી જુદી જુદી સમિતિઓ અને ૧૫૦૦ જેટલા સ્વયંસેવકો સેવા આપશે.
- દરેક ગામનાં સમાજ દ્વારા રોપાશે સ્મૃતિ વૃક્ષ.

# ધર્મતત્વ

- સ્વામી સચ્ચિદાનંદ

માનવજીવન ઉપર સૌથી વધુ પ્રભાવ ધર્મવ્યવસ્થા, રાજવ્યવસ્થા અને સમાજ વ્યવસ્થાનો પડતો હોય છે. આ ત્રણમાં રાજવ્યવસ્થા કાયમી નથી હોતી. રાજાની સાથે બદલાતી રહે છે. પણ ધર્મવ્યવસ્થા અને સમાજવ્યવસ્થા જલ્દી બદલાતી નથી. તે લાંબો સમય ટકતી હોય છે. ભારતમાં વર્ણવ્યવસ્થાના કારણે વ્યક્તિને જન્મજાત મહાન અને જન્મજાત અધમ માનવામાં આવે છે. કેટલાક વગર કારણે નીચા થઇ જતા હોય છે. આના પરિણામે સમાજમાં સમતા અને ન્યાય ગોઠવાતો નથી. જ્યાં સમતા અને ન્યાય ન હોય ત્યાં એકતા પણ ન હોય અને જ્યાં એકતા ન હોય ત્યાં વિભાજન અને વિખવાદ હોય, વિખવાદ અને વિભાજન પ્રજાને દુર્બળ બનાવી ગુલામ થવા મજબૂર કરતાં હોય છે. એટલું સારું છે કે, સમાંતર અહીં એક સંતમાર્ગ પણ ચાલ્યો છે, જેમાં આવા ઊંચનીચના ભેદ વગેરે નથી અથવા ઘણાં ઓછા છે. આમાં બધી ન્યાતજાતના લોકો ભકતો થયા છે. સંતો થયા છે અને પ્રજાને પકડી રાખી છે, આવી જ એક કથા મહાભારતમાં આવે છે.

મિથ્યાભિમાની તપસ્વીનો અહંકાર એક પતિવ્રતા બ્રાહ્મણીએ ઉતાર્યો. મિથ્યા અહંકાર અને સ્વમાન, મિથ્યાભિમાનથી ભિન્ન છે. કૌશિક તપસ્વીને ધર્મતત્ત્વ જાણવાની જિજ્ઞાસા થઇ. પતિવ્રતા બ્રાહ્મણીએ કહ્યું કે, જા મિથિલાપુરીમાં ધર્મવ્યાધ નામનો કસાઇ તને સાચો ધર્મ શીખવાડશે. સાચો ધર્મ જાણવા માટે કૌશિક, મિથિલાપુરી પહોંચી ગયો અને શોધતો શોધતો ધર્મવ્યાધના ત્યાં પહોંચી ગયો.

ધર્મવ્યાધ માંસ વેચવાનો ધંધો કરે છે. ધંધા પ્રમાણે ઘર અને દુકાનનું આયોજન થતું હોય છે. ધર્મવ્યાધની ચારેતરફ જુદાં જુદાં પશુઓનું માંસ પડ્યું હતું. ઘરાકોને તે કાપી કાપીને તોળી આપતો હતો. કોઇપણ શાકાહારી ધાર્મિક વ્યક્તિને આ દ્રશ્ય જરાય ન ગમે. કદાચ ઊબકા આવે તો પણ જેણે સત્ય કે ધર્મ શોધવો હોય તેણે માત્ર બાહ્ય દ્રશ્યોથી અનુકૂળ કે પ્રતિકૂળ પ્રભાવિત ન થવું જોઇએ. આભૂષણોમાં જડાયેલો કિંમતી હીરો, જ્યારે ખાણમાંથી નીકળે છે ત્યારે પથ્થર જેવો જ હોય છે. ઝવેરી જ તેને ઓળખી શકે. પથરો સમજીને તેને ફેંકી દેનારા હીરાના અધિકારી ન થઇ શકે. આવી જ રીતે ધર્મ અને સત્ય પણ ઘણીવાર જ્યાં બહુ પ્રદર્શન હોય ત્યાં ન હોય અને જ્યાં વિકૃત દર્શન હોય ત્યાં હોય.

વ્યાધના ઘરનું દ્રશ્ય જોઇને કૌશિકને એકવાર તો ઘૃણા થઇ આવી. પણ પછી તેણે મન મનાવી લીધું. જેણે કાંઇક પ્રાપ્ત કરવું હોય તેણે મન મનાવતાં શીખવું જોઇએ. બધું જ પોતાના મન પ્રમાણે નથી હોતું. બીજાના મન પ્રમાણે પણ ઘણું હોય છે અને તે સ્વીકારીને જ આગળ વધી શકાય છે.

કૌશિક, ધર્મવ્યાધની સામે બેસી ગયો અને કહ્યું કે, એક પતિવ્રતા બ્રાહ્મણીએ મને ધર્મતત્ત્વને સમજવા માટે તમારી પાસે મોકલ્યો છે. કૃપા કરીને મને ધર્મતત્ત્વ સમજાવો. નમ્રતા અને શરણાગતિ વિના શિષ્ય ન થવાય. જે શિષ્ય નથી થઇ શકતા, તેમને ગુરુ નથી મળતા. કદાચ મળે તો તે કુગુરુ જ હોય. કુગુરુ જ્ઞાન ન આપે, કુમાર્ગ આપે. બદલામાં તન-મન અને ધનનું હરણ કરે. સદ્દગુરુ જ સાચું જ્ઞાન આપે. પણ

તેના માટે પ્રથમ સુશિષ્ય થવાની જરૂર હોય છે. પ્રથમ તો ધર્મવ્યાધે પેલા કૌશિકને કહ્યું કે, 'હું તો પાપી વ્યાધ છું. કસાઇનું કામ કરું છું. મારા ઉપર તમને શ્રદ્ધા નહીં થાય, નફરત થશે. તેમ છતાં જો તમને શ્રદ્ધા થતી હોય તો બે શબ્દો પ્રભુપ્રેરણાથી કહું ''મહાપુરુષો હંમેશાં પોતાને નાના કરીને ઓળખાવે છે. પામરો જ પોતાના બણગાં ફૂંકે છે કે પછી બણગાં ફૂંકાવનારા ભાડૂતી માણસો સાથે રાખે છે. કૌશિકને શ્રદ્ધા થઇ છે, તેથી તે નમ્રતાથી સન્મુખ નીચા આસને બેસી ગયો છે.

પછી તો ધર્મવ્યાધે વિસ્તારથી ધર્મચર્ચા કરી. જિજ્ઞાસુ માણસે મહાભારતનો આ અધ્યાય જરૂર વાંચવો જોઇએ. તેણે કહ્યું કે, હું પોતે પશુની હિંસા નથી કરતો, પણ તૈયાર માંસ લાવીને વેચું છું. આ મારા બાપદાદાનો ધંધો છે, તેથી હું કરું છું. કોઇપણ ધંધો પ્રમાણિકતાથી શોભે છે. દૂધ વેચવાનો પવિત્ર ધંધો કરે અને પાણી ભેળવે તો તે ધર્મ ન કહેવાય કે ન પવિત્ર ધંધો કહેવાય. ધંધો ખરો-ખોટો નથી હોતો. પ્રામાણિકતા જ ખરી-ખોટી હોય છે. કાળા વ્યાજનો ધંધો કરનાર કોઇ શાહુકાર કરતાં, પ્રામાણિકતાથી કસાઇનો ધંધો કરનાર પણ મહાન છે. ધંધા પ્રત્યેની નફરત જો આપણા મનમાંથી નીકળી જાય તો ભારતના ઘણાં કષ્ટો દૂર થઇ જાય. ઘણી ખોટી મોટાઇ અને ઘણી છોટાઇ દૂર થાય.

ધર્મવ્યાધે પોતાનાં માતાપિતાને બતાવ્યાં જે શાંતિથી વૃદ્ધાવસ્થા પાર કરી રહ્યા હતા. તેમની સેવાશુશ્રૂષા કરીને ધર્મવ્યાધ તેમને ઠારતો હતો. વૃદ્ધોને ઠારવાં એ જ ખરો પિતૃધર્મ છે, એ જ ખરું પિતૃતર્પણ છે. જે લોકો માતા-પિતાને બાળે છે તે ગમે તેટલાં વ્રત ઉપવાસ કરતા હોય તો પણ વ્યર્થ છે. વ્યાધ કહે છે કે, મારા માતા-પિતાની સેવા કરવી, તેમની આજ્ઞા માનવી એ જ મારો અગ્નિહોત્ર છે, એ જ યજ્ઞ છે. એ જ તીર્થાટન છે, એ જ મારું વેદાધ્યયન છે.'' આવી રીતે કૌશિકને વ્યાધે ઉપદેશ આપ્યો. જ્યારે કૌશિકે વ્યાધ થવાનું કારણ પૂછયું ત્યારે વ્યાધે જણાવ્યું કે, ગયા જન્મમાં હું ઋષિકુમાર બ્રાહ્મણ હતો. વેદ-વેદાંગનું પૂરું અધ્યયન કર્યા પછી મેં ધનુર્વેદની પારંગતતા પ્રાપ્ત કરી, રાજાનો હું મિત્ર થઇ ગયો. એક વાર રાજાની સાથે હું પણ જંગલમાં ઘણે દૂર સુધી નીકળી ગયો. ત્યાં એક ઋષિનો આશ્રમ હતો, તેની સમીપે રાજાએ ઘણાં પશુઓનો શિકાર કર્યો. મેં જોયું કે એક પશુ વૃક્ષોની ઝાડીમાં સંતાઇ રહ્યું છે. મેં મારું વિકરાળ બાણ તેને માર્યું. જ્યારે નજીક જઇને જોયું તો તે પશું નહીં પણ કોઇ ઋષિ હતા. ઘાયલ થવાથી તે બહુ દુઃખી થતા હતા. મને પણ ઘણું દુઃખ થયું. મેં વારંવાર ક્ષમા માંગી, પણ તેમણે ક્રોધાવેશમાં મને શાપ આપી દીધો કે, ''જા, આવતા જન્મે તું વ્યાધ થજે !'' મેં ઘણી પ્રાર્થના કરી કે મારાથી અણજાણમાં ભૂલ થઇ ગઇ છે. મને ક્ષમા કરો. તો, દયાળુ ઋષિએ કહ્યું કે, ''જા, તું વ્યાધ તો થઇશ પણ ધર્માત્મા થઇશ. તું મહાજ્ઞાની થઇશ.'' પેલા ઋષિએ શાપનું થોડું વારણ કર્યું. ઋષિઓ ક્રોધ તો કરે છે પણ ક્ષમા માગવાથી દયા પણ કરે છે. તેમનું બાણ ખેંચી કાઢીને મેં તેમને આશ્રમ પહોંચાડી દીધા. જ્યાં તેમણે પ્રાણ છોડી દીધા.''

ધર્મવ્યાધ પાસેથી ઘણો ઉપદેશ ગ્રહણ કરીને કૌશિક નિરાભિમાની થઇ ગયો અને શેષ જીવન ધન્ય કરવા ફરીથી તપ કરવા ચાલ્યો ગયો. (મહાભારત : વનપર્વ ૨૧૬ મો અધ્યાય)

*गूहता गुह्यं तमो वि यात*
*विश्वमित्रिणम् ।*
*ज्योतिष्कर्ता यदुश्मसि ॥*
*(ऋग्वेद - १/८६/१०)*

ભાવાર્થ : હે ઇશ્વર ! અમે અંધારી ગુફામાં પડ્યા છીએ. આ ઘોર અંધકારમાં અનેક ખાઇ જનારા રાક્ષસો અમને સતાવી રહ્યા છે. આ અંધકારનો નાશ કરીને અમને પ્રકાશનું દાન આપો જેનાથી આ શત્રુઓથી અમારો છુટકારો થાય.

સંદેશ : આ મંત્રમાં ઇશ્વરને સાધારણ અંધકાર દૂર કરવા માટે પ્રાર્થના કરવામાં આવી નથી, જે એક દીપક સળગાવવાથી અથવા વીજળીનું બટન દબાવવાથી દૂર કરી શકાય છે. અહીં તાત્પર્ય અજ્ઞાનના અંધકાર સાથે છે. આપણે ચારેબાજુથી આ અજ્ઞાનમાં ઘેરાયેલાં છીએ. એમાં કામ, ક્રોધ, લોભ, મોહ, સ્વાર્થ વગેરે આપણા આત્માને પતનની ખાડીમાં નાખવા માટે પ્રયત્નશીલ હોય છે. આપણે પોતાનું કે સંસારનું ભલું કરી શકતા નથી.

ભગવાને આપણા પાછલા જન્મના પુણ્યકર્મોના ફળસ્વરૂપે આપણને આ મનુષ્ય શરીર આપ્યું. ''બડે ભાગ માનુજ તન પાવા'' અને આ શરીર એટલે આપ્યું કે પ્રભુએ આ સંસારરૂપી સુંદર બગીચો બનાવ્યો છે, તેમાં આપણે માળીની માફક તેને વધુ સુંદર બનાવીએ. પરંતુ અજ્ઞાનવશ આપણે તેના તરફ જોવા જ ઇચ્છતા નથી અને પોતાના નીચ અને કનિષ્ઠ સ્વાર્થોની પૂર્તિમાં જ લાગ્યા રહીએ છીએ. દરેક વખતે લોભ, મોહ અને કામની પૂર્તિ કરવા તાણાવાણા બનાવીએ છીએ અને તેમાં અડચણ આવતાં ક્રોધ કરીએ છીએ. પુત્રૈષણા, લોકૈષણા અને વિત્તેષણાના સિવાય બીજું કાંઇ દેખાતું નથી. સંસારમાં જે કાંઇ છે તે બધું અમને મળવું જોઇએ. બીજા ભૂખ્યા મરે તેની અમને કોઇ ચિંતા નથી. સ્વાર્થપૂર્તિને માટે આપણે આંધળા થઇએ છીએ. આપણી ચારેબાજુ એટલી ઊંચી દીવાલ ઊભી કરી લઇએ છીએ કે પરમાત્માના દિવ્યપ્રકાશ આપણા સુધી પહોંચી શકતો નથી.

આપણો આત્મા પંચકોશોની અંધારી ગુફામાં પડ્યો પડ્યો બરાડા પાડે છે અને આપણને તેનો અવાજ સંભળાતો નથી. તે દિવ્ય પ્રકાશની જરૂરિયાત છે, જેનાથી આપણે આપણા આત્માને જોઇ શકીએ, તેનો અવાજ સાંભળી શકીએ અને આત્મા તથા પરમાત્માના મિલનના દિવ્ય આલોકને ચારેબાજુ ફેલાવી શકીએ. આત્મજ્યોતિના પ્રકાશની આગળ હજારો સૂર્યની જયોતિ પણ ફિક્કી પડી જાય છે. ''તમસો મા જ્યોતિર્ગમય, અસતો મા સદ્ગમય'' અજ્ઞાનનું અંધારું જતું રહેતાં સત્યની જ્યોતિ અમારા જીવનને પ્રકાશિત કરે છે. ''મૃત્યોર્મા અમૃતમ્ ગમય'' આપણે મૃત્યુથી અમરતાની તરફ આગળ વધીએ. સત્યજ્ઞાનની પ્રાપ્તિ થવાથી જ માર્ગમાં અવરોધ ઉત્પન્ન કરનારા રાક્ષસોને ઓળખવા શક્ય બને છે ત્યારે ખબર પડે છે કે જેને આપણે પોતાના હિતેચ્છુ સમજીએ છીએ તેઓ આપણી ઘોર ખોદતા રહે છે અને જેણે શત્રુ સમજતા હતા તેઓ જ ખરા મિત્ર છે.

ભારતીય જીવન પદ્ધતિનો આ સાર છે. ભારતીય શાસ્ત્ર અને વિદ્યાનું આ જ લક્ષ્ય છે. અંતઃકરણમાં પરમ જ્ઞાનને પ્રગટાવીને તેના પ્રકાશથી સંપૂર્ણ જીવનભર માર્ગદર્શન મળતું રહે એવી અહીંની પૂરી વ્યવસ્થા છે. ચિત્તમાં જ્ઞાનનો ઉદય થવાથી સમસ્ત કર્મ તે પ્રમાણે અને તેને અનુરૂપ થાય છે અને માનવી સરળતાથી આત્મોન્નતિના માર્ગ ઉપર આગળ વધે છે.

અજ્ઞાનનું અંધારું દૂર થતાં જ જીવનલક્ષ્યની પ્રાપ્તિ શક્ય બની શકે છે.

# ગૌમાતાનું મહત્વ

સ્વામી સદાનંદ સરસ્વતીજી મહારાજ
શ્રી શારદાપીઠ, દ્વારકા

માતા રુદ્રાણાં દુહિતા વસૂનાં સ્વાસાઽઽદિત્યાનામમૃતસ્ય નાભિ : પ્ર નુ વોચં ચિકિતુષે જનાય મા ગામનાગામદિતિં વધિષ્ય - અથર્વવેદ

ગાય રુદ્રોની માતા, વસુઓની પુત્રી, અદિતિ પુત્રોની બહેન અને ઘૃતરૂપી અમૃતનો ખજાનો છે. પ્રત્યેક વિચારશીલ લોકોને સમજાવતા કહ્યું છે કે નિરપરાધ અને અવધ્ય ગૌ નું વધ કરવું નહિ ?

ક્ષીરોદતોયસમ્ભૂતાઃ પંચગાવઃ શૂભાઃ ।
સુભદ્રા સુરભિઃ સુશીલા બહુલા ॥

ભવિષ્યપુરાણ

નન્દા, સુભદ્રા, સુરભિ, સુશીલા અને બહુલા - આ શોભાશાલીની પાઁચ ગાય ક્ષીરસાગરમાંથી પેદા થઇ.

ગવા વૈ દેવા અસુરાન્ એભ્યો લોકેભ્યોઽનુદન્ત તદ્ગોગોર્ત્વમ્ । પ્રાણા વવ દેવતાઃ તે સપ્તધાઋષિ-પિતર-દેવ-અસુર-ગન્ધર્વ-મનુષ્ય-પશવઃ । સત્યં શ્રીજ્યોર્તિરમૃતં સુરાઃ । અસત્યં પાપ્મા તમો મત્યુરસુરાઃ । (તાંડ્ય બ્રાહ્મણે)

ગૌ દ્વારા દેવતાઓએ અસુરોને આ લોકથી ભગાડી દીધા. આ ગૌનું ગૌરવ છે, જેનાથી અસુર દૂર ભાગે છે. પ્રાણ દેવતા છે, જે પ્રાણવાન્ છે તે સપ્તવિધ છે - ઋષિ, પિતર, દેવ, અસુર, ગન્ધર્વ, મનુષ્ય અને પશુ. એનામાં અસુરભાવ ગૌ થી પલાયિતપરાભૂત થાય છે. ગૌસેવા, ગૌદર્શન, ગવ્યપાનથી આસુરી સ્વભાવ નષ્ટ થઇ જાય છે. સત્ય, શ્રી, જ્યોતિ અને અમૃત આ ચારેય સુર છે અને અસત્ય, પાપ, તમ અને મૃત્યુ અસુર પદવાચ્ય છે. સર્વદેવમયી વેદમયી ગૌસેવારૂપ સત્યથી અસત્ય, પુણ્યશ્રી થી પાપ, જ્યોતિથી અંધકાર, અમૃતથી મૃત્યુરૂપી અસુર પરાજીત થાય છે.

નન્દા ભદ્રા ચ સુરભિઃ સુશીલા સુમનાસ્તથા ।
પંચ ગાવો વિભોર્જાતાઃ સદ્યોજાતતાદિવકત્રતઃ ॥

સિદ્ધાન્તશિખામણિઃ ૭/૪૬

ભગવાન્ શિવના સદ્યોજાત આદિ પાંચમુખોથી પાંચ ગાયે ઉત્પન્ન થઇ. સદ્યોજાત નામક મુખથી નન્દા, વામદેવથી ભદ્રા, અઘોરથી સુરભિ, તત્પુરુષથી સુશીલા અને ઇશાન નામના મુખથી સુમના નામક ગૌ પેદા થઇ છે.

એકાં ગાં ધારયેન્માસં દદ્યાત્તસ્યાસ્તથા યવાન્ ।
ગોમયાંસ્તાંસ્તથાશ્નીયાત્ માસમેકમતઃ શુચિઃ ॥
ગવાં નિર્હારનિર્મુક્તૈર્વૃત્તિં કૃત્વા તથા યવૈઃ
પાપમોક્ષમવાપ્નોતિ પુણ્યં ચ મહદશ્નુતે ॥

વિષ્ણુ ધર્મોત્તર પુરાણ

ગોમૂત્રેણાચરેત્સ્નાનં વૃત્તિં કુર્યાચ્ચ ગોરસૈઃ ।
ગોભિર્વ્રજેચ્ચ ભુક્તાસુ ભુંજીતાથ ચ ગોવ્રતી ॥
માસનૈકેન નિષ્પાપો ગોલોકી સ્વર્ગગો ભવેત્ ॥

અગ્નિપુરાણ

દેવ બ્રાહ્મણ ગો સાધુ સાધ્વીભિઃ ધાર્યતે વૈ,
સદા તસ્માત્ સર્વે પૂજ્યતમા મતાઃ ।
યા અન્યા દેવતા કાશ્ચિત્ તસ્યા લોમસુ તાઃ
સ્થિતાઃ ।
સર્વદેવમયા ગાવઃ તુષ્યેત્તભ્દ્રક્તિતો હરિઃ ॥

વૃદ્ધ પારાશર સ્મૃતિ

એક મહિના સુધી ગાયને યવ (જૌ) ખવડાવો, જ્યાં જૌ ગોબરની સાથે બહાર આવે તે જૌને એક મહિના સુધી ખાય, એકમાસ બાદ તે ગાયનો ભક્તિપૂર્વક કોઇ બ્રાહ્મણનો દાનમાં આપી દે. આ ગોવ્રતનો આચરણ બધા જ પાપોના વિનાશ કરવાવાળા છે. આ વ્રત કરવાવાળાને રાજસૂય અને અશ્વમેધાદિ યજ્ઞોથી પણ અધિક ફળ પ્રાપ્ત થાય છે. અને આ વ્રતનું પ્રભાવથી તે વ્રતી અન્તકાલ પછી

અર્કવર્ણીય વિમાનમાં બેસીને બ્રહ્મલોક જાય છે. તે ગૌને બ્રાહ્મણને દાન કર્યા વિના પણ મહાન ફળ પ્રદાન કરવાવાળા છે.

**પિતરો વૃષભા જ્ઞેયા ગાવો લોકસ્ય માતરઃ ।**
**તાસાં તુ પૂજ્યા રાજન્ પૂજિતાઃ પિતૃમાતરઃ ॥**
વૃધ્ધગૌતમ સ્મૃતિ ૧૩/૨૨

હે રાજન્ ! સંસારના માતા પિતા વૃષભ અને ગાયને સમજીને, એનું પૂજન પોતાના માતા-પિતા સમાન કરવું જોઇએ.

**ગાવો દીનાઃ પાર્થિવસ્યાશિવાય પાર્દેભૂમિં**
**કુટ્યન્તશ્ચ રોગાન્ ।**
**મૃત્યું કુર્વન્તી અશ્રુપૂર્ણા આયતાક્ષા પર્ત્યુભીતાઃ**
**તસ્કરાન્ આરુવન્ત્યઃ ॥**
બૃહદ્ સંહિતા

ગાય દીન હોય તો રાજા દુઃખી થાય છે, પગથી ભૂમિ ખોતરવાથી રોગ થાય છે. ગાયની આંખોથી આંસુ વહે તો મૃત્યુ થાય છે. ગાય ભયભીત થઇને રોવે તો ચોરી થાય છે. આ શુભ-અશુભ લક્ષણ છે.

**તાર્થસ્થાનેષુ યત્પુણ્યં યત્પુણ્યં વિપ્રભોજને,**
**સર્વવ્રતેષુડવાસેષુ સર્વષ્વડપિ તપઃસુ ચ ।**
**યત્પુણ્યં ચ મહાદાને યત્પુણ્યં હરિકીર્તને,**
**યત્પુણ્યં સર્વયજ્ઞેષુ ગોભ્યો દત્વા તુણાનિ ચ ॥**

જે ફળ તીર્થસ્થાનના સેવન કરવાથી, જે ફળ બ્રાહ્મણને જમાળવાથી, જે ફળ વ્રત-ઉપવાસ અને તપસ્યાથી, જે ફળ દાન કરવાથી અને ભગવાનના કીર્તન કરવાથી, જે ફળ બધાં પ્રકારની યજ્ઞોથી પ્રાપ્ત થાય છે તે ફળ માત્ર ગાયને તણખું ખવડાવવાથી પ્રાપ્ત થઇ જાય છે.

ભારતીય વૈદિક પરમ્પરામાં જેટલો મહત્ત્વ વેદ, ગીતા, ગંગા અને માં ગાયત્રીનો છે, એટલો જ મહત્ત્વ માતા ગાયનો છે. ચારેય પુરુષાર્થોને પ્રદાન કરવાવાળી માતા ગૌ, એક સાંસારીક માં ની જેમ હમેંશા માનવ સમાજને ઉત્કૃષ્ટ સિધ્ધિ પ્રદાન કરવા પોતાના સર્વાંગોથી માનવ સમાજની અનવરત સેવા કરે છે. જન્મદાત્રી મા માત્ર વરસ-બે વરસ સુધી જ દૂધ પીવડાવી આપણને પુષ્ટ કરે છે પણ ગોમાતા આપણને જીવનભર પોતાના અમૃત જેવા દૂધનો પાન કરાવી આપણા અંગ-સૌષ્ઠવને પુષ્ટ કરે છે તથા મૃત્યુ પછી પરલોકમાં પોતાની પૂછડીના માધ્યમથી આપણને વૈતરણી પાર કરાવે છે. દ્રશ્ય અને અદ્રશ્ય ફળ પ્રદાન કરવાવાળી ગાય સમસ્ત માનવસમાજ માટે પરમાત્માનો વરદાન છે, એક ઉપહાર છે, એક સ્વસ્થ જીવન જીવવાનો આધાર છે, જેને સનાતન સંસ્કૃતિમાં ઉત્પન્ન ઋષિ, મહર્ષિઓ મહત્ત્વ જાણીને સમાજને ઉપદેશ આપ્યો છે કે -

**યદ્ગૃહે દુઃખિતા ગાવઃ સ યાતિ નરકે નરઃ ।**

જે ઘરમાં ગાય દુઃખી રહે છે, તે માણસ નરકમાં જાય છે. ગોવંશ આજે આપણી દયનીય દશા વર્ણવે છે. જે ગાયને આપણે ઉત્તમ સ્થાનોમાં રાખવું જોઇએ, તે ગાયને આપણે નિમ્નથી નિમ્નતર સ્થાનોમાં મોકલવામાં જરાય પણ સંકોચ કરતો નથી. આજે ગાયની ઉપયોગિતાની દષ્ટિથી વૈજ્ઞાનિક તરાજૂ ઉપર તોલી રહ્યા છે. પરન્તુ ગાયની પ્રત્યેક અંગ ઉપર શોધન-અન્વેષણ થયા પછી આજ સુધી પણ તેની સૂક્ષ્માતિસૂક્ષ્મ ઉપયોગિતાનો શોધી શક્યા નથી જે આપણાં ઋષિઓ બુધ્ધિ કોશલથી જાણ્યું છે. એના એક નવા ઉદાહરણ રામસેતુ છે. આપણાં મનીષિઓએ રામસેતુને દેખા, પરખા અને પછી તેમના ઉલ્લેખ કર્યા. પાશ્ચાત્ય લોકો હમેંશા પોતાના યાંત્રિક યંત્રોની મદદથી આપણની સભ્યતા, આદર્શ અને અન્વેષણને હમેંશા ઠુકરાવતા કહ્યું કે - **આ એક કપોલ કલ્પિત સિધ્ધાન્ત છે.** આના ઉપર ઉગ્ર થઇને અમે તેનો જવાબ આપવાનો પ્રયાસ નથી કર્યો, કારણ કે બાળકને ચાદ ખિલૌના લાગે છે. જેવી જેવી તે મોટા થાય છે, વાસ્તવિક્તા જાણી જાય છે. આજે વૈજ્ઞાનિકોએ રામસેતુ જોઇને આશ્ચર્ય થયું, પોતાની પૂર્વમાં કહી વાતોને કેવી રીતે ના પાડે, તેથી તેઓને રામસેતુનો નષ્ટ કરવાની કુચેષ્ટા કરી નાંખી. ઠીક એવી જ રીતે તેઓની બૌધ્ધિક ક્ષમતાનો વિકાસ પામ્યા બાદ ગાયોની મહત્તા જાણીને તેનું નાશ કરવાનું કુચક્ર રચ્યું.

આપણા શાસ્ત્રોમાં ગોમાતાની અનંત મહિમાનો ગાન છે. વેદોમાં, પુરાણોમાં, ઇતિહાસમાં જ્યાં સુધી જોઇએ ત્યાં સુધી ગોમાતાથી વધીને કાંઇ નથી. એક મહર્ષિ

ત્રિવેણીના જલમાં ડૂબીને તપ કરી રહ્યા હતા. માછીમારોએ જાળ નાખ્યો તો માછલીની સાથે તે પણ જાળમાં ફસાઇ બહાર આવી ગયા. માછીમારોએ એમને મુક્ત કરવા પ્રયત્ન કર્યો ત્યારે એમને તેમની આધિન રહી કહ્યું કે જે રીતે તમે માછલી પકડીને બેચી નાખો છો, તેવી રીતે તમે મને પણ વેચી નાખો. ઘણા સમજાવ્યા પછી તે ન માન્યો તેથી આ વાત રાજા પાસે પહોંચી અને રાજા પણ તેને ખરીદવા માટે ધન અને રાજ્ય સોંપવા તૈયાર થઇ ગયા પણ તેનાથી તે મહાત્મા તૈયાર ન થયા. ત્યારે રાજાએ એક ગાયને એમના સામે રાખી કહ્યું કે પ્રભુ ! આ ગાયથી પણ વધારે તમારી કિંમત છે ? મહાત્મા હંસીને કહ્યું કે આ ગાયના એક વાળ બરાબર પણ મારી કિંમત નથી. રાજન્ ! તમે મને ખરીદી લીધો.

વસિષ્ઠ ઋષિએ કહ્યું છે કે **ગાવઃ સ્વસ્ત્યયનં મહત્** ગાય મંગલનો પરમ નિધાન છે. વૈધૃતિ, વ્યતીપાત, અમાવસ્યા જેવા કુયોગ પર જન્મ લેનાર સંતાન ગોપ્રસવશાન્તિદ્વારા નિર્દોષ થઇ જાય છે. આ ધર્મશાસ્ત્રોનો વિધાન છે. અમંગલ જન્મ પણ ગાયની સાન્નિધ્યમાં મંગલમય થઇ જાય છે તેથી આ ગાયથી મંગલમય પ્રાણી જગત્માં બીજો કોણ છે -

**ગોભિર્વિપ્રૈશ્ચ વેદૈશ્ચ સતીભિઃ સત્યવાદિભિઃ ।**
**અલુબ્ધૈર્દાનશીલૈશ્ચ સપ્તભિર્ધાર્યતે મહી ।।**

ગાય, બ્રાહ્મણ, વેદ, પતિવ્રતા સ્ત્રી, સત્યવાદી, નિર્લોભી પુરુષ અને દાનશીલ લોકો - આ સાતેય આ પૃથ્વીને ધારણ કરે છે. આ પૃથ્વીને ધારણ કરવામાં સર્વપ્રથમ ગૌમાતાનું જ સ્થાન છે. જ્યારે જ્યારે પૃથ્વી પાપિયોના પાપથી સંતપ્ત થઇ જાય છે, ત્યારે ત્યારે ગાના રૂપ ધારણ કરીને ભગવાન્ અખિલેશ્વર પાસે જઇને પોતાના ભારને ઉતારવાની પ્રાર્થના કરે છે.

**જિન્હ કે યહ આચરણ ભવાની । તે જાનેહુ**
**નિસિચર સબ પ્રાની ।।**
**અતિશય દેખિ ધર્મ કી ગ્લાની । પરમ સભીત ધરા**
**અકુલાની ।।**

ભગવાન્ શિવ કહે છે કે - હે ભવાની ! જેના આવા આચરણ છે, તે બધા પ્રાણિયોને રાક્ષસ સમજવા. આ પ્રકાર ધર્મ પ્રત્યે લોકોની અતિશય ગ્લાનિ અરુચિ, અનાસ્થા જોઇ પૃથ્વી અતિશય ભયભીત અને વ્યાકુળ થઇ ગઇ. ૨

**ગિરિ સરિ સિંધુ ભાર નહિં મોહી । જસ મોહિ**
**ગરુઅ એક પરદ્રોહી ।।**
**સકલ ધર્મ દેખઇ બિપરીતા । કહિ ન સકઇ રાવન**
**ભય ભીતા ।।**

વહ વિચાર કરવા લાગી કે પર્વતો, નદિયો અને સમુદ્રોનો મને એટલો ભાર નથી લાગતો જેટલો ભાર મને એક પરદ્રોહીનો (બીજાના અનિષ્ટ કરવાવાળાના) લાગે છે. પૃથ્વી બધા જ ધર્મોથી વિપરીત દેખાય છે, પણ રાવણના ભયથી, તે કાંઇ કહી શકતી નથી. ૩

**ધેનુ રૂપ ધરિ હૃદયઁ બિચારી । ગઇ તહાઁ જહઁ સુર**
**મુનિ ઝારી ।।**
**નિજ સંતાપ સુનાએહિ રોઇ । કાહૂ તેં કછુ કાજ**
**ન હોઇ ।।**

અન્તમાં હૃદયમાં સોચ-વિચાર કરીને ગાયનો રૂપ ધારણ કરી પૃથ્વી ત્યાં ગઇ, જ્યાં દેવતા અને મુનિ સંતાયેલા હતા. પૃથ્વીએ રડીને એમને પોતાનું દુઃખ સંભળાવ્યું. પણ કોઇથી કશું જ ન થયું. ૪

**સર મુનિ ગંધર્બા મિલિ કરિ સર્બા ગે બિરંચિ કે**
**લોકા ।**
**સઁગ ગોતનુધારી ભૂમિ બિચારી પરમ બિકલ ભય**
**સોકા ।।**
**બ્રહ્માઁ સબ જાના મન અનુમાના મોર કછુ ન**
**બસાઇ ।**
**જા કરિ તૈં દાસી સો અબિનાસી હમરેઉ તોર**
**સહાઇ ।।**

- શ્રી રામચરિતમાનસ બાલકાંડ, દો. ૧૮૩ થી ૧૮૪

ત્યારે દેવતા, મુનિ અને ગન્ધર્વ બધા મળીને બ્રહ્માજીની પાસે સત્યલોક ગયા. ભય અને શોકથી વ્યાકુળ બેચારી પૃથ્વી પણ ગાયનો શરીર ધારણ કરીને તેમના સાથ ગઇ. બ્રહ્માજી વધુ જ જાણી ગયા. તેવો એ મનમાં વિચાર્યું

કે આમાં હું કશું જ કરી શકું એમ નથી. ત્યારે તેમણે પૃથ્વીથી કહ્યું કે જેની તૂ દાસી છે, તે જ અવિનાશી અમારો અને તારો બન્નેનો સહાયક છે.

ભૂમિર્દૃપ્તનૃપવ્યાતદૈત્યાની કશલાયુતૈઃ ।
આક્રાન્તા ભૂરિભારેણ બ્રહ્માણં શરણં યયૌ
॥ ભા. ૧૦/૧/૧૭

પરીક્ષિત્ ! તે સમયે લાખો દૈત્યોના સમૂહ એ ઘમંડી રાજાઓના શરીર ધારણ કરી પોતાના ભારથી પૃથ્વીને આક્રાન્ત કરી રાખી હતી. તેનાથી મુક્તિ મેળવવા માટે તે બ્રહ્માજીના શરણમાં ગઇ.

ગોર્ભૂત્વાશ્રુમુખી ખિન્નાક્રન્દન્તી કરુણં વિભોઃ ।
ઉપસ્થિતાન્તિક તસ્મૈ વ્યસનં સ્વમવોચત
॥ ભા. ૧૦/૧/૧૮

પૃથ્વીએ તે સમય ગાયનો રૂપ ધારણ કરી રાખ્યો હતો, તેના આંખોથી આંસુ મોઢા પર આવી રહી હતી. મને તો દુઃખી હતું જ. શરીર પર ઘણું જ કમજોર થઇ ગઇ હતું. તે કરુણસ્વરમાં બોલી રહી હતી. બ્રહ્માજીની પાસે જઇ તેને પોતાની કરુણકથા સંભળાવી. બ્રહ્માજીએ તેની કરુણકથા સાંભળી ભગવાન્ શંકર અને અન્ય દેવતાઓની સાથે ક્ષીરસાગરના કાંઠે પહોંચ્યાં.

વિશ્વના તમામ દેશોમાં ગાયનો વધ આજે અત્યંત તીવ્ર ગતિથી ચાલી રહ્યો છે. કોઇપણ સંપ્રદાય અને ધર્મ આ પ્રકારનો ગોવધનો આદેશ આપતા નથી. સેંકડો વર્ષો પૂર્વ જ્યારે ભારત માત્ર સનાતનધર્મના તપથી પલ્લવિત અને પુષ્પિત થતો હતો, ઋષિયોના આજ્ઞાનુસાર ચાલતો હતો તે સમયે ગાય બધા જ માટે સર્વોપરિ હતી. ધીરે ધીરે પાશ્ચાત્ય સંસ્કૃતિનું મિશ્રણ ભારતમાં થવા લાગ્યું. વિભીષિકાયે જન્મવા લાગી. અર્થમયી બુદ્ધિએ ધર્માધર્મનો ત્યાગ કરી દીધો. જ્યારે ભારતભૂમિ ઉપર ગૌમાતાની રક્ષા નથી થઇ શકતી ત્યારે બીજા ક્યા દેશથી અપેક્ષા કરી શકાય ? જેવી રીતે આજે પણ માનવ માંસનો વિક્રય કહી થાય તો વિશ્વના બધા જ દેશ એકસાથે મળી એનો નિંદા કરે છે અને પ્રતિબંધ મૂકે છે તથા એ દેશના લોકો પણ આવા કાર્યને અપરાધ માને છે. માનવ બધા જીવોમાં શ્રેષ્ઠ છે, એટલા માટે આપણે બધા સભ્ય લોકો આવા કાર્યોથી દૂર રહે છે. ઠીક તેવી જ પ્રકારે ગાય પણ અન્ય બધા જીવોથી શ્રેષ્ઠ છે, કારણકે માનવ સમાજને તે અત્યધિક પુષ્ટ કરે છે. મનુષ્યના શારીરિક અને માનસિક બલ ને પુષ્ટ કરવાવાળી એક માત્ર ગૌમાતા છે. તેનાથી અધિક બીજો કોઇ જીવ માનવથી આટલો પાસે નથી. તો માનવ માંસની ઘોર નિંદા અને ગોમાંસને વ્યાપારિક દષ્ટિથી છૂટ આપવી તેના પર પ્રતિબંધ ન લગાવવું કઇ બુદ્ધિમત્તાનો દ્યોતક છે ? શું આખો વિશ્વ આ વાતથી એકમત થઇ શકે કે જ્યારે માણસ વૃદ્ધ થઇ જાય તો તેને મારીને ખાઇ લેવો જોઇએ ? જ્યારે કે ગૌમાતા વૃદ્ધ થયા પછી પણ પોતાના મૂત્ર-પુરીષ દ્વારા વાતાવરણને શુદ્ધ કરે છે તથા પોતાના શ્વાંસ-પ્રશ્વાંસથી બધા હાનિકારક જીવોને નષ્ટ કરી વાતાવરણને પ્રદૂષણ મુક્ત કરે છે. આવી આ જન્મ માનવતાની સેવા કરવાવાળી ગૌમાતાનો વધ કરવો, તેનું માંસ ભક્ષણ કરવું અને એના ચામડીથી જૂતા તૈયાર કરવા માટે મર્માન્તક પીડા પહોંચાડવી ક્યાં સુધી ઉચિત છે ?

અગર બધા જ ભારતીયો ગાયની સુરક્ષા માટે દઢ સંકલ્પિત થઇ જાય તો આખા વિશ્વમાંથી ગૌહત્યા બંધ થઇ જાય, માટે શાયદ વિશ્વનો ભાગ્ય એવો છે કે ગાયનો વધના પાપથી તેનો નાશ થવાનો છે ? આજે ભારતમાં જ એટલી ગાયોનો વધ થઇ રહ્યો છે જેનો વિચાર કરતા હૃદય સ્તબ્ધ થઇ જાય છે, આપણા આચાર્યોએ પ્રાણપ્રણથી ગાયોની રક્ષા કરવા ઇચ્છી અને તે ચાલ્યા ગયા, પણ આ રાજનેતાઓનો કાંઇ પણ ફરક પડ્યો નથી. અને સ્વતંત્રતા પછી પણ પેલાથી કઇ ગુના અધિક ગાયનો વધ થવા લાગ્યો. આ ભારતનો દુર્ભાગ્ય છે કે આપણી ગૌમાતાનો વધ આપણી જ સામે કરી દેવામાં આવે છે એ આપણે ઘરોમાં બેસીને આ તર્ક આપીએ છીએ કે ગાયનો વધ નહીં થાય તો આર્થિક હાનિ થશે. આનાથી વધારે દુર્ભાગ્ય ભારતનું શું થઇ શકે ?

# સામાન્ય માનવી અને મોક્ષ

- શાસ્ત્રી સ્વામી વૃંદાવનવિહારીદાસજી

સનાતન શાસ્ત્રો માનવજાતને માનવજીવનના અંતિમ લક્ષ્ય તરફ આંગળી ચિંધતાં કહે છે. ઉધ્ધરેત્ આત્માના આત્માનામ્ "પોતે જ પોતાનો ઉદ્ધાર કરો અધોગતિ ન કરો." આ શાસ્ત્રોનો મુખ્ય આદેશ છે, બાકી બધા એમાં સફળ થવા માટેના સહાયક આદેશો છે.

ઉદ્ધાર એટલે શું ? એ કઇ ક્રિયા કે પ્રક્રિયા છે ? તે સમજવા માટે સત્સંગરૂપી સમુદ્રમાં વારંવાર ડૂબકી લગાવીને શોધવું પડે તેમ છે.

ઉદ્ધાર એટલે મોક્ષ, મુક્તિ એવો અર્થ સામાન્ય રીતે તરત જ ધ્યાનમાં આવી જાય છે, પરંતુ મોક્ષની સ્થિતિ સૂચવતા ઘણા શબ્દો શાસ્ત્રોમાં ઠેરઠેર વપરાયા છે. યોગ્ય સાધના કરવાથી સાધક જે સ્થિતિને પામે છે, તે સ્થિતિને પરમ સ્થાન, પરમ પદ, પરમગતિ, નિર્વાણગતિ પરમસિદ્ધિ વગેરે શબ્દો દ્વારા સર્વશ્રેષ્ઠ સ્થિતિ એટલે શાશ્વત શાંતિ, અક્ષર સુખ, અમૃતતત્ત્વ કે પરમાત્મા સાથે સાર્ધમ્ય બતાવેલ છે. એ સ્થિતિએ પહોંચ્યા પછી આજના જેવી નીચેની સ્થિતિએ પાછા ફરવાનું રહેતું નથી, એવી પરમ સિદ્ધિને શાસ્ત્રો મોક્ષ કે ઉદ્ધાર શબ્દો દ્વારા અંતિમ ધ્યેય તરીકે માનવજાતના ધ્યાન ઉપર લાવવા માંગે છે.

જન્મમરણના ચક્રમાંથી સદાને માટે મુક્ત થઇ જવા રૂપી આ મોક્ષ કે ઉદ્ધારની કલ્પના માત્રથી જ સામાન્ય માનવીની છાતી ભીંસાઇ જાય એવો કઠણ એ પુરુષાર્થ છે. લાકડાની બગલ ઘોડીની મદદથી પણ મહા મુશ્કેલીથી થોડાક ડગલાં ચાલતા લંગડાને કહેવામાં આવે કે તારે હિમાલયના ઊંચામાં ઊંચા શિખરે પહોંચવાનું છે, ત્યારે જે સ્થિતિ લંગડાની થાય તે સ્થિતિ મોક્ષની વાત સાંભળ્યા પછી સામાન્ય માનવીની થવાની છે. સામાન્ય માનવી કે જે લંગડા જેવી સ્થિતિ અનુભવે છે તે તો એવું જ વિચારશે કે મોક્ષ આપણા માટે અશક્ય છે. મોક્ષ તો શંકરાચાર્ય જેવા મહાપુરુષો માટે જ છે. તો પછી સવાલ એ પેદા થાય કે શાસ્ત્રો બધાની મા છે. મા જે આપે પોતાના લંગડા દીકરાને અને પહેલવાન દીકરાને બંનેને સરખું આપે, પહેલવાન મેળવી જાય અને લંગડો જોતો રહી જાય એવું મા કરે તેવું કોઇ વિચારી જ ન શકે. શાનેશ્વર કે શંકરાચાર્ય જેવા સમર્થ લોકો જ મોક્ષ મેળવી શકે તો સામાન્ય માનવી એવું જ માનવાનો કે મોક્ષ આપણા માટે નથી. જુજ સમર્થ લોકો માટે જ છે.

રોજની રોટી મેળવવાની જંજાળમાંથી પણ જે પૂરો સફળ થયો નથી એવા સામાન્ય માનવીને જન્મ મરણના ચક્રમાંથી છૂટવાના આદેશમાં ક્યું આકર્ષણ જાગવાનું ? સવાલ એ છે કે શાસ્ત્રોમાં કલાસ વનને છોડીને (માસ) આમજનતા માટે મોક્ષ શક્ય બને તેવું કાંઇ છે ખરું ? અવશ્ય છે. શાસ્ત્રોની દ્રષ્ટિ સર્વોચ્ચના ઉદયની નહીં પરંતુ સર્વના ઉદયની રહી છે. છેલ્લામાં છેલ્લા માનવીથી લઇને ટોચના માનવી સુધીને શાસ્ત્રો મોક્ષની સામગ્રી પૂરી પાડે છે. સૌ પોતાના ગજા પ્રમાણે લાભ લઇ શકે છે.

મોક્ષનો અર્થ જન્મમરણના ચક્રમાંથી શાશ્વતમુક્તિ એવો કર્યો હોય તો પણ સામાન્ય માનવી પણ તેનો લાભ ઉઠાવી શકે છે.

સામાન્ય રીતે માણસની એવી ટેવ હોય છે કે આદર્શનો વિચાર કરે ત્યારે તેની નજર સીધી તેના અંતિમ બિંદુ ઉપર જાય છે. પરંતુ એ અંતિમ બિંદુની નીચે એક બિંદુ છે એ નીચેના બિંદુની નીચે પણ બિંદુ છે. એની પણ નીચે ............ એમ એ આદર્શનો પિંડ આવા અનંત બિંદુઓથી બંધાયેલો છે. જેમાં બિંદુઓનો ક્રમ ચડ ઉતર કક્ષાનો રહ્યો છે.

આપણી મુશ્કેલીઓનું મૂળ આંહી બેઠું છે. આપણે કોઇપણ ક્ષેત્રમાં કોઇપણ આદર્શને કેવળ બિંદુઓ

રૂપે જ જોઇએ છીએ. હકીકતમાં આદર્શ બિંદુરૂપે નથી હોતો પણ રેખારૂપે જ હોય છે.

હિમાલયના ગૌરીશિખર ઉપર ઊભેલો માણસ દેખાય છે. અંતિમ બિંદુ ઉપર પરંતુ તળેટીથી ઉપર સુધીના માર્ગ ઉપર પ્રત્યેક ડગલે એના આદર્શનું બિંદુ રહેલું છે. દરેક ડગલે પછીના ડગલાનું તે લક્ષ્ય રાખે છે. એમ હજારો ડગલાં ભરાતાં હજારો ડગલાંની સીડી સર્જાય છે. એના અંતિમ ડગલાંને આપણે લક્ષ્ય કે આદર્શ કહીએ છીએ. સોમા પગથીએ પહોંચવા માંગતા માણસનું પાંચમે પગથિએ પહોંચ્યા પછી તાત્કાલિક લક્ષ્ય છઠ્ઠું પગથિયું હોવું જોઇએ. સોમા પગથિયાનો આદર્શ ગમે તેટલો ઉત્તમ હોય તો પણ છઠ્ઠું પગથિયું નહીં ચડી શકે તો સોમું પગથિયું હવામાં જ રહેવાનું. નવાણું પગથિયાના અભાવમાં સોમા પગથિયાનું અસ્તિત્વ જ નથી હોતું તેથી માત્ર સોમા પગથિયાના ગુણગાન ગાવા તે વ્યવહારુ સમજણ નથી તેવી જ રીતે શાસ્ત્રોએ ઉદ્ધાર શબ્દનું વ્યવહારુ અર્થઘટન કરીને એક સામાન્ય માનવી પણ મોક્ષ તરફ ચાલવા પ્રેરાય અને મોક્ષ મેળવી શકે તેવો સ્પષ્ટ સંકેત આપ્યો છે.

ઉદ્ધાર એટલે ઊંચે જવાની ક્રિયા. એક બિંદુ પર બેઠેલો બીજા બિંદુ ઉપર જાય તો તે ઉદ્ધાર છે. તેવી જ રીતે ઉપર ઉપર જવાનો ક્રમ ચાલુ જ રહે તો ગમે તેવો માનવી પણ અંતિમ લક્ષ્ય ઉપર પહોંચવાને જ છે, તે એક ઇંચ ચાલે કે એક મીટર કે એક કીલોમીટર ચાલે જેવો ચાલશે તેવો વહેલોમોડો તે લક્ષ્ય ઉપર પહોંચશે, પરંતુ અમુક જ ત્યાં પહોંચી શકે અને અમુક ન પહોંચી શકે તેવો સવાલ જ પેદા થતો નથી તેથી શાસ્ત્રોએ પોતાનો ઉદ્ધાર પોતે જ કરવો એમ કહીને માનવમાત્રને પોતાના અંતિમ આદર્શ મોક્ષ સુધી પહોંચવા માટે ગતિશીલ રહેવાનો અને પોતપોતાની અનુકૂળતા પ્રમાણે પ્રયત્નશીલ રહેવાનો સંકેત આપીને સામાન્ય માનવી પણ મોક્ષ તરફ ચાલવા પ્રેરાય તેવી હિંમત આપી છે.

પરમ મુક્તિ મેળવવા પહેલાં અનેક પ્રકારના બંધનો છે જેવા કે કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર વગેરે બંધનોને તોડીને દયા, કરુણા, સેવા, સદ્ભાવ, સંતોષ જેવી અનેક સિદ્ધિઓ સર કરવાની છે. એમાંથી માનવી એક પછી એક બંધનમાંથી મુક્તિ મેળવતો રહે અને મેળવવાની સિદ્ધિઓ એક પછી એક મેળવતો રહે તો સમજવું કે એની અંતિમ આદર્શ તરફ જવાની ગતિ ચાલુ છે તેથી સમજવું કે મોક્ષના માર્ગ તરફ ચાલી રહ્યો છે.

આખી ગીતાનો પાઠ કરનાર અને ગીતાનો એક શ્લોક વાંચનાર, એક ભૂખ્યાને અનાજ આપનાર અને આખા ગામને જમાડનાર એકવાર પ્રભુ નામ જપનાર કે એક હજાર વાર જપનાર એક શિલા પ્રભુના મંદિરમાં મૂકનાર કે આખું મંદિર બંધાવી આપનાર, એક વૃક્ષ વાવનાર કે દશ વૃક્ષ વાવનાર ઉપરોક્ત બંને પ્રકારના માણસ મોક્ષ તરફ જઇ રહ્યા છે માત્ર ફરક છે. ગતિમાં કે શ્રદ્ધામાં, લક્ષ્ય બંનેનું એક છે તે લક્ષ્ય બંને પ્રાપ્ત કરીને રહેશે.

એક માણસ ઉપર લાખ રૂપિયા દેવું થઇ ગયું છે તે માણસ એક એક રૂપિયો દરરોજનો ભરસે તોય દેવું ભરાવાનું છે અને એક હજાર ભરસે તો પણ ભરાવાનું છે, ભરવાના વલણ માત્રથી નક્કી થાય છે કે તે માણસ વ્યવહારુ છે અને એક દિવસ દેવું ભરીને જ રહેશે. તેમજ શાસ્ત્રો મોક્ષની બહુ ઊંચી વાત કરીને પણ એક સામાન્ય માનવીને ત્યાં સુધી પહોંચવા માટેના પ્રેરણા આપતાં કહે છે. ઉધ્ધરેત્ આત્મના આત્માનામ્ કહેવાનો તત્પર્ય છે કે તમામ માનવી પરમાત્માને પામવાનું લક્ષ્ય રાખીને પોતાની અનુકૂળતાઓ અને શ્રદ્ધા પ્રમાણે પ્રયત્શીલ રહેવાથી પરમ સિદ્ધને પામી શકે છે.

પરમાત્માને લક્ષ્યમાં રાખીને જે ક્રિયા કરવામાં આવે તે તમામ ક્રિયા મોક્ષના પગથિયા બની જાય છે અને તે સત્કર્મ બની જાય છે. માનવીનું દરેક કર્મ સત્કર્મ બની જાય અને મોક્ષનું પગથિયું બની જાય તેની કલા સત્સંગ દ્વારા શીખવા મળે છે. સત્સંગના મૂળ ઋણ કેન્દ્રો છે. એક મંદિર, બીજું શાસ્ત્રો અને ત્રીજા સંત, મંદિર, શાસ્ત્ર અને સંતના યોગે કઠિનમાં કઠિન સિદ્ધિને પણ સામાન્ય માનવી પણ સહેજે સહેજે પ્રાપ્ત કરી શકે તેવી જાદૂઇ છડી પ્રાપ્ત થાય છે. તેથી જ કહ્યું છે કે ગમે તેવા કષ્ટો આવે તો પણ સત્સંગ છોડવો નહીં.

# ખરેખર સુખી અને સ્વસ્થ કોણ ગણાય ?

જેને શરીરમાં કોઇ રોગ ન હોય, ધનવાન હોય, સગવડતાઓ અને સમાજમાં પ્રતિષ્ઠા ધરાવતો હોય તો એ વ્યક્તિ સુખી અને સ્વસ્થ હોઇ શકે, આવી સામાન્ય સમજ આપણે ધરાવતા હોઇએ છીએ. પરંતુ એવા વ્યક્તિને જ્યારે પૂછીએ તો કહેશે કે તેને પણ દુઃખો છે, પ્રશ્નો છે, સમસ્યાઓ છે તેથી આ વિષય વધુ વિચારણા માંગી લે છે, આવો, સમજવા પ્રયત્ન કરીએ.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન પાંચમા અધ્યાયમાં, આ અંગે સુંદર વ્યાખ્યા આપે છે, જે આપણે બધાએ કંઠસ્થ કરવા જેવી છે.

शन्कोतीरैव यः सोढुं प्राक्शरीर विमोक्षणात् ।
कामक्रोधोद्ववं वेगं स युक्तः स सुखी नरः ।।२३।। ५।।

"જે નર (વ્યકિત) અહિં જ (જીવિત અવસ્થામાં જ) શરીર છૂટતા પહેલાં, (મનમાં ઉદ્‌ભવતા) કામ અને ક્રોધના વેગને, શાન્ત કરવા સમર્થ છે, તે સુખી છે અને સ્વસ્થ (યોગી) છે."

ઇચ્છાની ઉત્પત્તિમાં માણસ પરતંત્ર છે. જગતમાં - બ્રહ્માંડમાં, જેટલાં સર્જનો છે, દેવ, દાનવ, માનવ, પશુ, પક્ષી, કીટ, વિ.વિ., એ બધાના મનમાં જે તે સર્જનના પ્રારબ્ધ કર્મો અને સંસ્કારો પ્રમાણે, ઇચ્છા આપોઆપ પ્રગટ થાય. તેથી ઇચ્છાની ઉત્પત્તિમાં બધા જ પરતંત્ર છે. પરંતુ ઇચ્છા ઉત્પન્ન થયા પછી, તેની પૂર્તિ માટે કર્મ કરવામાં મનુષ્યે, વિચાર કરવાની અને વિચારપૂર્વક યોગ્ય પસંદગી કરવાની સ્વતંત્રતા મળેલી છે, જે એક વિશિષ્ઠ પ્રકારની ભેટ છે. સર્જનહારની આ વિશિષ્ટ ભેટને લીધે જ મનુષ્ય બધા સર્જનોમાં સર્વોત્કૃષ્ટ સર્જન તરીકે સિદ્ધ થાય છે.

વળી મનમાં ઇચ્છા ઉત્પન્ન થયા પછી 'વિચાર કરવાની અને વિચારપૂર્વક પસંદગીની સ્વતંત્રતા જ મનુષ્યને કર્મોના 'સ્વતંત્ર કર્તા' તરીકે પણ સિદ્ધ કરે છે. વ્યાકરણનું એક સૂત્ર છે. "स्वतंत्रः कर्ता ।"

- સ્વામી એકરસાનંદજી

સ્વતંત્ર એટલે જે સ્વાધીન છે તે. એટલે કે કર્મનો કર્તા, હમેંશા સ્વતંત્ર - સ્વાધીન પુરુષ છે. સ્વતંત્ર હોવાના કારણે એને કર્મ કરવાની, ન કરવાની કે અન્ય રીતે કરવાની છૂટ છે. कर्तु शकयम् । अकर्तुं शकयम् । अन्यथा वा कर्तुं शकयम् । દા.ત. લાત મારવાની ઇચ્છા ગધેડાને થાય, તો પછી તમે તેના માલિક હો તો પણ તે લાત મારે જ ! ગધેડું સહજ રીતે વર્તે છે, એ લાત મારવાની ક્રિયા કરે છે, છતાં આપણે તેને કર્મનો સ્વતંત્રકર્તા લેખતા નથી. રોજિંદી ભાષામાં આપણે 'ગધેડાએ લાત મારી' એમ ભલે કહીએ, વ્યાકરણની દ્રષ્ટિએ એ ખરું પણ છે, પરંતુ શું ગધેડાએ લાત મારવાનો નિર્ણય કર્યો છે ? શું એને પસંદગીની સ્વતંત્રતા છે ખરી ? જો એને પસંદગીની છૂટ હોત તો એ વિચાર કરત : 'આને લાત મારવી કે ન મારવી - એ લાતને લાયક છે કે કેમ ? ને હોય તો ક્યા પ્રકારની લાતને લાયક છે ? એને ખાલી ડરાવું કે સાચેસાચ જ લાત લગાવી દઉં ? જમણા પગની ભારે લાત લગાવું કે ડાબા પગની સહેજ હળવી લાત ? કે પછી બન્ને પગની સંયુકત 'વીટો' પાવરવાળી - અમોઘ લાત લગાવી દઉં ?!!" ગધેડો આ પ્રકારની વિચારણા કરી શકતો નથી કારણકે તેને ઇચ્છા ઉત્પન્ન થયા પછી વિચાર કરવાની કે વિચારપૂર્વક યોગ્ય કર્મની પસંદગીની સ્વતંત્રતા નથી. એટલે એણે તો ઇચ્છા ઊઠી અને ધડામ કરતી લાત લગાવી જ દીધી ! પછી ભલે બદલામાં ડફણાંઓનો વરસાદ વરસે !

વળી ગધેડાએ લાત મારી એ માટે કોઇ કોર્ટમાં કેસ થઇ શકતો નથી. કદાચ કોઇ દાખલ કરે (કારણકે ભારતમાં બધું જ સંભવ છે !) તો ન્યાયાધીશ કદાચ એવો ચુકાદો આપશે કે હવે પછી તમારે વિચાર કરી ગધેડાની પાછળ જવું ! પરંતુ ગધેડાને તે સજા કરશે

નહિ, કારણકે ગધેડું કર્મ કરવામાં સ્વતંત્ર નથી. જો સજા કરે તો ત્યાં પણ બધા ગધેડા જ છે એવું સાબિત થઇ જાય !!

પરંતુ માનવીની બાબતમાં પરિસ્થિતિ તદ્દન જૂદી છે: ધારો કે ગધેડાની જેમજ, ક્યારેક માનવી ગધેડા જેવી વર્તણૂક દાખવતો હોય છે; એક માણસને અસહાયપણે લાત મારવાની ઇચ્છા ઉત્પન્ન થઇ ! એ એનો જમણો પગ ઉઠાવીને, બીજા માણસને લાત લગાવી દેવામાં જ છે, એવામાં અચાનક સામા માણસની કદાવરતાનું એને ભાન થાય છે અને ચૂપચાપ તે પગને પાછો વાળી લે છે. વિચારપૂર્વક પસંદગીની ભેટ, તેના આ આવેગને કાબૂમાં રાખે છે, અને અસહાયપણે જે કર્મ કરવાને તે પ્રવૃત્ત થતો હતો તેમાંથી તેને પાછો વાળે છે.

આ વિચારપૂર્વક પસંદગીની વિશિષ્ઠ શક્તિ જ તેને તેના કર્મનો 'સ્વતંત્ર-કર્તા' બનાવે છે. જેથી તે યોગ્ય કર્મ કરી શ્રેષ્ઠ પરિણામ પ્રાપ્ત કરી શકે છે.

આત્મ સભાનતા ધરાવતો, પોતાના મનમાં ઊઠતી ઇચ્છાની પૂર્તિ માટે યોગ્ય કર્મ પસંદ કરવાની સ્વતંત્રતા ધરાવતો, તે વિશિષ્ઠ વ્યક્તિ બધા સર્જનોમાં શ્રેષ્ઠ સર્જન સિદ્ધ થાય છે. લાત મારવાની કે ન મારવાની અથવા તો વધુ અનુકૂળ પરિસ્થિતિની પ્રતીક્ષામાં, હાલ પૂરતી તે મોકૂફ રાખવાની તેને સ્વતંત્રતા છે !

હવે આપણે ઉપરોક્ત શ્લોકનો અર્થ સમજીએ. મનમાં ઇચ્છા આપોઆપ ઊઠે. સુખ પ્રાપ્તિની ઇચ્છાને કામ શબ્દથી કહેવામાં આવે છે. તેવી ઇચ્છાના ભિન્ન ભિન્ન વેગ હોય છે. મંદવેગવાળી, મધ્યમવેગવાળી અને તીડવેગવાળી ઇચ્છા. આ કામના વેગને શાન્ત કરવાનું બળ જેણે પ્રાપ્ત કર્યું છે તેને ભગવાન યોગી એટલે કે સ્વસ્થ વ્યક્તિ ગણે છે. હવે કામના વેગમાં કોઇ વિઘ્ન આવે તો તે જ વેગ ક્રોધનું રૂપ લે છે. બન્ને પ્રકારના વેગ અત્યંત શક્તિશાળી હોય છે. જેની સામે માણસની વિચાર કરવાની શકિત જ કુંઠિત થઇ જાય છે અને અસહાયપણે મનુષ્ય તે વેગમાં, જે તે કર્મ કરવામાં ધકેલાઇ જાય છે. પરિણામે પશ્ચાત્તાપથી હૃદય બળતું રહે છે. તેથી આ 'કામ' એ જ મનુષ્યનો સૌથી શક્તિશાળી, આંતરિક શત્રુ છે, જે તેની વિચાર કરવાની સ્વતંત્રતાને ઝૂંટવી, વ્યકિતને, પોતાને વશ કરી ન કરવાના કર્મ, બળપૂર્વક કરાવતો રહે છે. જે વ્યકિત કામને આધીન છે, કામ-દાસ છે. એ ભલે તંદુરસ્ત હોય, ધનવાન હોય, પ્રતિષ્ઠિત હોય, સગવડતા ધરાવતો હોય પરંતુ આંતરિક રીતે, અંદરના શત્રુ-કામ સામે સંપૂર્ણ અસહાય હોય - તો તે સુખી કેવી રીતે હોય ? કારણકે સુખ - દુ:ખની વ્યાખ્યા શ્રી મનુ ભગવાને બહુ સુંદર આપી છે.

सर्वं आत्मवशं सुखं सर्वं परवशं दुःखम् ।

સ્વાધીન બધું સુખ છે, પરાધીન બધું જ દુ:ખ છે.

જે ક્રિયામાં સ્વતંત્રતા છે, ત્યાં સુખ છે. જ્યાં અસહાયતા છે, પરાધીનતા છે ત્યાં દુ:ખ છે.

તેથી અંદરના આ મહાન શત્રુની પકડમાંથી, પરાધીનતામાંથી, દાસત્વમાંથી છૂટવાની, જેને તીવ્ર ઇચ્છા છે, તેને માટે ભગવાન શ્રી કૃષ્ણનો અભય સંદેશ છે.

मायेकं शरणं व्रज । મારે એકને શરણે આવ.

હું તને બધી જ અસહાયતામાંથી મુક્ત કરીશ. હતાશ ન થઇશ.

अहं त्वा सर्व पापेभ्यो मोक्षपिष्यामि मा शुचः ।

કામના દાસત્વમાંથી મુક્ત થવા રામનું શરણ જરૂરી છે. તેથી રામને ઓળખીએ, સ્વાધ્યાય - અધ્યયન દ્વારા અને બુદ્ધિમાં તેના જ્ઞાનને સ્થિર કરી, બળવાન બનાવીએ તો કામ અને ક્રોધના વેગને શાન્ત કરવાનું અપૂર્વ બળ પ્રાપ્ત થાય. શ્રીરામનું જ્ઞાન એ જ રામબાણ છે, જે ક્યારેય નિષ્ફળ જતું નથી. રામાયણમાં શ્રી તુલસીદાસજી કહે છે : બિનુ સત્સંગ વિવેક ન હોઇ... રામકૃપા બિનુ સુલભ ન સોઇ. સત્સંગ

સ્વાધ્યાય - અધ્યયન વિના રામનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી અને રામકૃપા વિના સત્સંગ પ્રાપ્ત થતો નથી.

તેથી ખરેખર સુખી અને સ્વસ્થ (યોગી) થવાની તીવ્ર ઝંખના હોય તો નિયમિત સ્વાધ્યાય - અધ્યયન કરતા રહો અને અંદરના શત્રુ ઉપર વિજય પ્રાપ્ત કરો.

શુભ મંગલ હો... શુભ મંગલ હો...
શુભ મંગલ મંગલ મંગલ હો... ।

સ્વસ્થ જીવનની કળા શીખવતું શાસ્ત્ર - ''શ્રીમદ્ ભગવદ્ ગીતા'' શ્રીમદ્ ભગવદ્ ગીતાએ પરમાત્માએ ગાયેલું ગીત છે... કહેવાય છે કે ૫૦૦૦ વર્ષ પહેલાં માગસર સુદ એકાદશીના દિવસે જ કુરુક્ષેત્રરૂપી ગંગાનું અવતરણ થયું હતું... આ ગ્રંથની વિશેષતા કે મહાનતાથી કદાચિત જ કોઇ અજ્ઞાત હશે... વિશ્વમાં આ એક જ ગ્રંથ છે જેની જન્મજયંતી ઉજવવામાં આવે છે... મહર્ષિ વેદવ્યાસ રચિત મહાભારતના ભીષ્મ પર્વની મધ્યમાં ૭૦૦ શ્લોકમાં સમાયેલી આ 'ઇશાવાણી' વિશ્વના પ્રત્યેક માનવીને જીવનના દરેક પ્રશ્નોનું સમાધાન આપનારી છે... વ્યવહારિક દ્રષ્ટિએ જોઇએ તો સ્વાભાવિક પ્રશ્ન ઊઠે કે ભાઇ !! ૫૦૦૦ વર્ષ પહેલાં કૃષ્ણ અને અર્જુન વચ્ચેના સંવાદરૂપ ભગવદ્ ગીતાનું જ્ઞાન ૨૧મી સદીમાં લેપટોપ કે ઇન્ટરનેટ સાથે જીવનાર આધુનિક માણસને કઇ રીતે ઉપયોગી થનારું છે... ? વાત સાચી પણ લાગે... પરંતુ એક કડવા સત્યને સમજવા જેવું છે કે... માનવજાતે ૫૦૦૦ વર્ષમાં કરેલી ભૌતિક પ્રગતિ પ્રશંસનીય છે... પરંતુ આંતરિક કે નૈતિક દ્રષ્ટિએ જોઇએ તો આપણુ જીવન એ જ પ્રશ્નથી ઘેરાયેલું છે... જે ૫૦૦૦ વર્ષ પહેલાં અર્જુનને સતાવતો હતો... તે છે મનની અશાંતિ કે આંતરિક અસ્વસ્થતા આજના માનવના જીવનની વ્યથાને એક વાક્યમાં કહેવી હોય તો એમ કહી શકાય કે ટેલિફોન સેટ, સોફાસેટ કે સોનાના સેટની વચ્ચે બેઠેલા શેઠજી અપસેટ છે. ભૌતિક સુખ સગવડના સાધનોને આપણે ત્યારે જ સંપૂર્ણ રીતે માણી શકીએ કે જયારે આપણે આંતરિક રીતે સ્વસ્થ કે આત્મસ્થ હોઇએ. મનની સાચી શાંતિનો રાહ ભગવદ્ ગીતા બતાવે છે. એટલે જ તો કહેવાય છે કે ભગવદ્ ગીતા એ સ્વસ્થ જીવનજીવવાની કળા શીખવતું શાસ્ત્ર છે. 'જીવનના ચડાવ-ઉતારની પ્રત્યેક પરિસ્થિતિમાં સમતા કેવી રીતે પ્રાપ્ત કરવી તે ભગવદ્ગીતા નિર્દેશે છે.

ભગવદ્ ગીતાના ઉપદેશને સંક્ષિપ્તમાં જોઇએ તો પરમતત્ત્વ કે ગુરુતત્ત્વ પ્રત્યેની શરણાગતિ કે શિષ્યભાવ શિષ્યસ તે અહમ શાધિમામ... ત્વામ પ્રપન્નમ્ (અ ૨/૭) એ જ્ઞાનપ્રાપ્તિનું સૌપ્રથમ સોપાન છે. જેનું ક્રમિક વર્ણન પ્રથમ અધ્યાયના ૨૬માં શ્લોકથી લઇને બીજા અધ્યાયના ૭મા શ્લોક સુધીમાં કરવામાં આવ્યું છે. ત્યારબાદ શરણાગતિના ફળ સ્વરૂપે જ્ઞાનગંગાનું અવતરણ થાય છે. ભગવદ્ ગીતાનો ઉપદેશ બીજા અધ્યાયના ૧૧મા શ્લોકમાં અશોચ્યાનથી શરૂ થઇને ૧૮મા અધ્યાયના ૬૬મા શ્લોકમાં માંશુચઃ સુધીમાં વર્ણવવામાં આવ્યો છે. આમ, જોઇએ તો ગીતાનો સંદેશ કે ઉપદેશ છે : 'હે માનવ... તું શોક ન કર... દુઃખી ન થા... ચિંતા ન કર... કે ભયભીત ન થા..'

જીવનની પરમ શાંતિને પામવા ભગવદ્ ગીતાનો સંદેશ મુખ્ય બે તબક્કામાં કરે છે... ૧) કર્મયોગ ૨) જ્ઞાનયોગ.

કર્મયોગ એ વ્યવહારિક જીવનને આધ્યાત્મિક શાંતિ તરફ લઇ જનારો અદ્ભુત સિદ્ધાંત છે. જેની ચર્ચા બીજા અધ્યાયના ૩૯મા શ્લોકમાં શરૂ કરતાં ભગવાન કહે છે કે કર્મયોગ જાણનારો વ્યકિત કર્મના સ્વાભાવિક બંધનમાંથી મુકત થઇને જીવન મુકિત તરફ પ્રયાણ કરે છે. કૃષ્ણ પરમાત્મા જીવન સત્યને ઉદ્ઘાટિત કરતાં કહે છે કે... કર્મણિ એવ તવઅધિકાર... એટલે કે કર્મરૂપી પ્રયત્ન કરવામાં તારો અધિકાર છે... પરંતુ કરેલા કર્મનું ફળ નક્કી કરવાનો અધિકાર માત્ર ઇશ્વરનો જ છે. તેથી વ્યકિત અહીં કર્મનો સ્વતંત્રકર્તા બને છે અને ઇશ્વર કર્મફળ દાતા બને છે. જયારે વ્યકિત પોતાનું દરેક

 ઇશ્વર પ્રસન્નતાર્થે પૂજા રૂપે કરે અને જે કાંઇ કર્મફળરૂપે મળે તેને ઇશ્વર તરફથી આવતું હોવાથી પ્રસાદરૂપે સ્વીકારે તો તેવું દરેક કર્મ એ કર્મયોગ બની જાય છે. આ જ કર્મયોગના સિદ્ધાંતની અંતર્ગત શ્રેયાર્થે સ્વધર્મ પાલન, ઇશ્વર શરણાગતિ, ઇન્દ્રિય સંયમ, ચંચળ મનની એકાગ્રતારૂપ ઉપાસના વગેરે સિદ્ધાંતોને ગીતામાં સમજાવવામાં આવ્યા છે.

જ્યારે વ્યક્તિ કર્મયોગનું શુદ્ધ આચરણ કરે છે ત્યારે તેના ફળ સ્વરૂપે અન્તઃકરણ (મન-બુદ્ધિ)ની શુદ્ધિરૂપ સિદ્ધને પ્રાપ્ત થાય છે. આવા શુદ્ધ અંતઃકરણવાળો કે દૈવીમૂલ્યવાળો વ્યક્તિ જ સાચા અર્થમાં જ્ઞાનયોગનો અધિકારી બને છે. અહીં જ્ઞાન એટલે આત્મા કે હું વિશેનું જ્ઞાન. હું કોણ છું ? ઇશ્વર અને મારો શું સંબંધ છે ? વગેરે પ્રશ્નોની ચર્ચા જ્ઞાનયોગમાં કરવામાં આવે છે. વાસ્તવમાં આપણે શરીર નહીં પણ આત્મા છીએ. આત્મા કે જન્મ કે મૃત્યુરૂપી વિકારથી મુક્ત છીએ. જેને અગ્નિ બાળી શકતો નથી, પાણી ભીંજવી શકતું નથી કે તલવારથી છેદી શકાતો નથી. આવો અજર, એકરસ, અમર આત્મા હું જ છું જેને શંકરાચાર્યથી ચિદાનંદરૂપો શિવોહમ્... શિવોહમ્...રૂપે વર્ણવે છે.

પોતાના અસ્તિત્વને જે એ રીતે જાણે છે તેને, ભગવદ્ ગીતા સ્થિતપ્રજ્ઞ કે ગુણાતીતના નામે નવાજે છે. આ જ જ્ઞાન નિષ્ઠાને જીવનમુક્તિ કે મોક્ષ કહે છે. જેની પ્રાપ્તિ કર્યા પછી જીવનમાં કશું મેળવવાનું કે ગુમાવવાનું બાકી રહેતું નથી.

આવો, આપણે સૌ સાથે મળી ભ્રષ્ટાચાર અને નૈતિકતાના અધઃપતનથી ખરડાયેલા આપણા ભારત દેશને આધ્યાત્મિક શાંતિ તરફ લઇ જવા સહસ્ર માઁ સન્માન ભગવદ્ ગીતાને શરણે જઇએ.

અમ્બત્વામ્ અનુસંન્દધામિ ભગવદ્ગીતે ભવદ્વેષિણીમ્ ।

# आये तुम्हारे द्वार पर

आये तुम्हारे द्वार पर
हमको दया का दान दो
हरदम रहैं तव चरणो में
अैसा हमें वरदान दो
हम कौन है नहीं जानते
जाना कहां ? नहीं जानते
निज रूप को पहेचान लें
ऐसा अलोकिक ज्ञान दो... आये...
भव सिंधु के मजधार में
नैया है मेरी अंधकार में
आये तुम्हारी शरण में
प्रभु हमरी और भी ध्यान दो... आये...
नारायण हमारे साथ हो
तुम सकल सृष्टि के नाथ हो
अब भय किसीका नहीं हमे
प्रभु मुक्ति का वरदान दो... आये...
हमै धन ना दोलत चाहीये
नाहीं राज सोहरत चाहीये
यदी दे शको तो हे प्रभु
अपने ह्दय में स्थान दो

# જીવન : પોતાના સરનામાની શોધ !

- હરેશ ધોળકિયા

જીવન !

એક અદ્‌ભુત શબ્દ ! એક અદ્‌ભુત ઘટના ! એક અદ્‌ભુત અનુભૂતિ !

પ્રથમ આ શબ્દ સાંભળવા મળે છે. થોડો વિચાર કરાય, તો ખ્યાલ આવે છે કે જીવન તો એક અદ્‌ભુત ઘટના છે. જાણવા જેવી અને માણવા જેવી. પછી ઊંડા ઉતરી ચિંતન કરાય, તો તો અચાનક જ્ઞાન થાય છે કે અહો ! જીવન માત્ર જાણકારી જ નથી, માણવાની બાબત જ નથી, પણ જીવવાની બાબત છે. જીવવાની ગાઢ અનુભૂતિ છે. તેમાં તો ડૂબવાનું છે અને સ્નાન કરતા રહી પળે પળ તાજા થવા જેવું છે.

મનુષ્યને જીવન ભેટમાં મળે છે. તે મેળવવામાં તેનો કશો જ ફાળો હોતો નથી. બસ, કુદરત આપે છે. બે હેતુ માટે : પળેપળ જીવવા માટે અને માણવા માટે. જે વર્ષો મળે, તેની પળેપળને નીચોવીને આનંદ-પાન કરવાનું છે. અને આનંદમાં જ નહાતાં નહાતાં તેના જ નશામાં વિદાય લેવાની છે. ''દેહાવસાને ઇદમેવ સારમ''- વિદાય વેળા જીવનના જ જાપ ચાલવા જોઇએ તેવું કુદરત જીવન આપવાની પળે ઇચ્છે છે. વ્યકિત જીવનમાં પાપ વગેરે કરે તો કુદરતને એટલી ચિંતા નથી થતી, પણ જો આનંદ વિનાનું, અધૂરું જીવન વ્યકિત જીવે, તો કુદરતને નથી ગમતું. તે નારાજ થઇ જાય છે. યહૂદી ધર્મગ્રંથ 'તાલમુંડ'માં કહ્યું છે કે, ''મૃત્યુ પછી ઇશ્વર એ નહીં પૂછે કે માણસે શું પાપ-પુણ્ય કર્યાં, પણ એ જરૂર પૂછશે કે તેણે વ્યર્થ સમય કેટલો બગાડ્યો !'' જે પળો પ્રેમ અને આનંદ વિનાની જાય છે, તે વ્યર્થ હોય છે. તે સમય વેડફાયો છે એમ કહી શકાય. સમજ પ્રગટે તે પછીની બધી જ પળો આનંદ અને પ્રેમને વિસ્તારવાની જ હોય. આ વિસ્તરવું, વિશાળ થવું એ જ જીવનનું પરમ સુખ છે. ઉપનિષદ કહે છે ને - 'ભૂમૈવ સુખમ, ન અલ્પેન.' - ભૂમા-વિશાળતામાં જ સુખ છે, તેનાથી ઓછામાં નથી. તેનાથી સંતોષ ન મનાય. તે માત્ર વ્યાપક પ્રેમ અને આનંદ મેળવવા અને વહેંચવાથી જ મળે.

આ આનંદ અને પ્રેમ ક્યારે મળે ? કેમ મળે ?

જયારે વ્યકિતને પોતાનાં અસ્તિત્વનાં મૂળની ખબર પડે, ત્યારે. પોતે કોણ છે, ક્યાંથી આવેલ છે, ક્યાં જવાનું છે, કેમ જીવવાનું છે - આ પ્રશ્નોના જવાબ શોધે, ત્યારે તે આનંદમય બની શકે છે. ટૂંકમાં, પોતાનો પરિચય, પોતાનું મૂળ, પોતાનું સાચું સરનામું જાણવાનું છે. આને જ સોક્રેટીસે ''નો ધાયસેલ્ફ'' - તારી જાતને ઓળખ એમ કહ્યું. તેને જ મહર્ષિ રમણે ''હૂ આઇ એમ'' - હું કોણ - એ પ્રશ્ન પૂછવાનું કહ્યું. તેને જ આધારે શંકરાચાર્યે ''કોડહમ'' - એ પ્રશ્ન પૂછી જવાબ મેળવ્યો. જે પણ થોડા જાગે છે, તેમને આ પ્રશ્ન થાય છે - શું છે આ જીવન ? કોણ છું હું ? આ જીવનમાં શા માટે આવેલું છું ? મારે અહીં કરવાનું શું છે, જેથી જીવન સાર્થક બને ?

પણ ટૂંકમાં, પોતાનો સાચો પરિચય મેળવવો એ જ જીવન.

કયાંથી શરૂઆત થાય આ સ્વ પરિચય મેળવવાની ?

સ્વાભાવિક છે કે ખ્યાલ આવે છે કે સૌથી

નજીક તો પોતાનું શરીર છે. પોતાના હોવાની ખાતરી શરીર દ્વારા જ થાય છે. કશુંક બને તો શરીરને ગમે છે. કશાકમાં નથી ગમતું. શરીર - સ્વાસ્થ્ય જ આનંદ આપે છે. ઇન્દ્રિયોને સંતોષવાથી ખૂબ મજા પડે છે. જીવનનો અંત પણ શરીર કામ કરતું અટકે છે, શબવત બને છે, ત્યારે જ મનાય છે.

એટલે પ્રથમ જ્ઞાન થાય છે કે જીવન એટલે શરીર ! શરીર છે તો જીવન છે. માટે જીવન માણવું હોય, તો શરીરને માણવું. દસે ઇન્દ્રિયોના આનંદ માણવા. તે જ કૃત્કૃત્યતા. માટે આદિમાનવથી આધુનિક માનવ સુધી મોટા ભાગનાએ શરીરને જ જીવન માન્યું છે. તેના આનંદોને જ આનંદ માન્યા અને માણ્યા છે. તેનાં દુઃખોને જ દુઃખી જીવન માન્યું. જે કંઇ સંશોધનો કર્યાં કે પ્રગતિ કરી, તે શરીર સુખો વધારવા જ કરી. સુખમાં આળોટતા જાહેરાત કરી દીધી કે શરીરમ ઇદમ ખલુ બ્રહ્મમ - શરીર જ ઇશ્વર છે. મારું સરનામું-મારું શરીર !

મોટાભાગના આ ખ્યાલમાં જ જીવતા રહે છે.

પણ કેટલાક થોડું ઝીણવટથી જુવે છે. શરીરના આનંદને તો માણે જ છે, પણ તે જ સાચો આનંદ છે - એમ પૂછે પણ છે. અને થોડી ખણખોદ પછી તેમને થાય છે કે શરીરમાં આનંદ છે વાત તો સાચી, પણ આનંદની અનુભૂતિ શરીર નથી કરતું. શરીર તો જડ છે. તેના પાસે કોઇ સંવેદન નથી. સંવેદન તો, અવલોકન કરતાં જણાય છે કે, મનમાં છે. મન જ અનુભવે છે. શરીરમાં ઘટના બને છે. મન તેવો અનુભવ કરે છે. એનો અર્થ એવો, વ્યક્તિ વિચારે છે, કે પોતે શરીર નથી, પણ મન છે. સુખ - દુઃખ મનમાં છે. શરીર તો પ્રત્યાઘાત આપે છે. તે કેવળ વાહન છે.

આમાંથી વળી થોડા હજી આગળ વિચારે છે. ઝીણવટથી મનને તપાસે છે. તો તેમને ખ્યાલ આવે છે કે મન અનુભવ અવશ્ય કરે છે, પણ આ અનુભવનું અર્થઘટન તો વળી બુધ્ધિ કરે છે. ક્યો અનુભવ છે - તે મન નહીં, બુધ્ધિ નિર્ણય લે છે. એટલે બુધ્ધિ જ સર્વોચ્ચ છે. તે જ મહત્ત્વની છે. માટે માણસ બુધ્ધિ જ છે, જેને આધારે શરીર અને મન કામ કરે છે.

આગળ વધનારામાંથી મોટાભાગના છેવટે અહીં અટકી જાય છે. બુધ્ધિ, તેની વિચારશકિત, પૃથકરણ કરવાની શકિત - આ બધાનો સૂક્ષ્મ આનંદ એટલે અદ્‌ભુત હોય છે કે તેમાં જ વ્યકિત ડૂબી જાય છે. તેના સાથે સંલગ્ન થઇ જાય છે. શરીરવાદીથી મનવાદી સ્થૂળ આનંદ માણે છે, પણ બુધ્ધિપ્રેમી તો આ બન્નેથી સૂક્ષ્મતર આનંદ માણે છે.

આવા, સૂક્ષ્મતર બુધ્ધિને માણનારાઓમાંથી પણ હજી કેટલાક અસંતોષી હોય છે. તેમને હજી વધારે - 'તતઃ કિમ' - ની તીવ્રતમ જિજ્ઞાસા હોય છે. તેઓ બુદ્ધિ અવશ્ય માણે છે, પણ જાગ્રત રહે છે. શરીરનું કારણ મન અને મનનું કારણ બુધ્ધિએ જાણ્યા પછી તેઓ ફરી પ્રશ્ન કરે છે - તો પછી શું બુધ્ધિ અંતિમ છે કે તેનું પણ કારણ છે હજી ? અને પછી ડૂબકી મારી શોધવાનું શરૂ કરે છે.

ત્યારે તેમને વધારે ખ્યાલ આવે છે કે બુધ્ધિ શ્રેષ્ઠ તો અવશ્ય છે, પણ ક્યારેક બુધ્ધિ પણ અટકી જાય છે. જીવનના કેટલાક પ્રશ્નો એવા છે જેનો જવાબ આપતાં બુધ્ધિ ખચકાય છે. આપવા જાય તો ખોટી પડે છે અથવા તેના જવાબો અધૂરા હોય છે. બુધ્ધિની મર્યાદા સ્પષ્ટ જોઇ શકાય છે.

તો, હવે ?

જિજ્ઞાસા વધુ ઉત્ખનન કરે છે બુદ્ધિનું. ત્યારે તેને ખ્યાલ આવે છે કે બુદ્ધિ પણ સ્વતંત્ર નથી. તેને

પણ ચલાવનાર છે. ગહનતમ અવલોકન પછી ખ્યાલ આવે છે કે પોતામાં એક અદ્રશ્ય ઊર્જા છે જે બુદ્ધિથી શરીર બધાને ચલાવે છે. તેના હોવાને કારણે જ શરીર, મન અને બુદ્ધિ કામ કરે છે. અથવા તો કામ કરી શકે છે. તે ખસે કે ત્રણે ખલાસ ! ત્રણેનાં મૃત્યુ. શરીર ઘરમાંનો બલ્બ છે. મન સ્થાનિક વિદ્યુતમથક છે. બુદ્ધિ પ્રાદેશિક વિદ્યુત મથક છે. પણ આ ત્રણે પાવર હાઉસ - એટલે કે આ ઊર્જા-પાસેથી પ્રકાશ મેળવે છે. માટે ઝળહળે છે. આ ઊર્જા એટલે ''ચેતના''.

અને એ પણ ખ્યાલ આવે છે કે ચેતના કશું 'કરતી' નથી. તે માત્ર 'છે'. તે છે, બુદ્ધિ વિચારે છે, મન સર્જે છે, શરીર તેને આધારે કામ કરે છે. શરીર વાહન છે. મન લગામ છે. બુદ્ધિ ઘોડા છે. ચેતના સારથિ છે, જે ઘોડાને લગામ લગાવી, લગામને પોતાના હાથમાં રાખી વાહનને કેમ ચલાવવું તે નક્કી કરે છે.

ત્યારે હવે તેને અંતિમ - પરમ જ્ઞાન થાય છે કે પોતે કોણ છે ! પોતે નથી શરીર, નથી મન કે નથી બુદ્ધિ. પોતે તો ચેતના છે.

અને આ ચેતનાને સમજવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેને સમજાય છે કે ચેતના શુદ્ધ ઊર્જા છે. ઊર્જા તો નિરાકાર હોય. હવે જે નિરાકાર હોય, તે અશરીરી હોય. જેને શરીર ન હોય, તે ઉત્પન્ન ન થયેલ હોય, એટલે કે અજન્મા હોય. અને જે જન્મે નહીં, તેનું મૃત્યુ કેમ હોય ? અને જેનો આકાર ન હોય, તે મર્યાદિત ન હોય. માટે અનંત હોય.

અહાહાહા ! એનો અર્થ એ કે, કારણ કે પોતે ચેતના છે, માટે પોતે પણ નિરાકાર, નિરંજન, અનંત, અજન્મા,, અમર્ત્ય છે. હા, વાહન, લગામ, ઘોડાને સ્થૂળ કે સૂક્ષ્મ આકાર છે, માટે મર્યાદિત અને મરણશીલ છે. પણ ચેતના તો શાશ્વત છે. અને પોતે પણ અંતિમ સ્વરૂપે - મૂળ સ્વરૂપે - ચેતના જ છે. માટે પોતે પણ શાશ્વત છે.

એટલે, પોતાનું સરનામું છે - થોડો સમય આ પૃથ્વી, પણ કાયમી સરનામું છે - શાશ્વતિ ! પોતે છે. હા, કોઇ કારણસર ઘરો બદલાવે છે, પણ ઘરમાં રહેનાર પોતે તો દરેક ઘરમાં એ જ હોય છે. ઘર નાનું હોય કે મોટું, વાહન રથ હોય કે પ્લેન, ઘોડા હોય કે મશીન - સારથિમાં કશો ફર્ક નથી પડતો. સારથિ બધેમાં એ જ રહે છે.

અને આ અનુભૂતિ થઇ નથી અને ખ્યાલ આવે છે કે માત્ર પોતે જ ચેતના નથી, સર્વ જગત પણ એ જ ચેતના જ છે. ચેતના વિવિધ સ્વરૂપો લે છે, પણ આ વિવિધ સ્વરૂપોની ગુણવત્તા - પાયો - ચેતના જ છે. જેમ સોનામાંથી વિવિધ આકારનાં ઘરેણાં બને છે અને ત્યારે વહેમ જાય છે કે દરેક ઘરેણું 'અલગ' છે. પણ ધ્યાનથી જોતાં ખ્યાલ આવે છે કે આકાર અલગ છે, પણ બધા આકારનું મૂળ તો એ સોનું જ છે. ''ઘાટ ઘડિયા પછી નામ રૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોય.'' એમ આ જગતમાં આકારો અનેક છે, કરોડો, અને દરેક આકાર અદભુત છે, પણ તેની પાછળ, તેના મૂળમાં, ચેતના તો એક જ છે. કબીર કહે છે તેમ -

**''કબીરા કુંવા એક હૈ, પનિહારિન અનેક,**
**બરતન સબકા ન્યારા ભયા, પાની સબમેં એક.''**

એવું.

આ રીતે જેમ જેમ વિચારનાં પગથિયાં ચડતાં જવાય, તેમ તેમ ક્ષિતિજ વિશાળ થતું જાય છે. શરીરની સંકુચિતતામાંથી મનની વિશાળતા જોવા મળે છે. આગળ જતાં બુદ્ધિની વિરાટતા દેખાય છે. અને, અંતે, ચેતનાની અનંતતાનો સ્પર્શ થાય છે. એવરેસ્ટની

ટોચ પર વ્યાપકતાનો જે અદ્‌ભુત આનંદ માણવા મળે છે, તેના કરતાં પણ ચેતનાની ટોચ પર ઊભવાથી અનંતગણો આનંદ અનુભવાય છે.

હવે વ્યક્તિને વૈવિધ્યસભર જગત જ નથી દેખાતું, પણ તેની પાછળ રહેલી 'ચેતના' પણ દેખાય છે. તેને અનુભૂતિ થાય છે કે હકીકતે કેવળ ચેતના જ છે. આ ચેતના જ બહુરૂપી બની વિવિધ આકારો ધારણ કરે છે. તેને વિવિધ કામો કરવાં છે. માટે તેને અનુકૂળ આકાર લે છે. આકાર અમુક ચોક્કસ કામ કરે, માટે તેમાં તેને અનુકૂળ મન-બુદ્ધિ મૂકે છે જેની મદદથી આકાર-શરીર કામ કરે છે. કામ પૂરું થતાં ત્રણે ફરી ચેતનામાં વિલીન થઇ જાય છે. શાશ્વતમાંથી ત્રણ પ્રગટ્યાં, પાછાં શાશ્વતમાં ભળી જાય છે. માટીમાંથી રમકડાં બને છે. એક દિવસ ફરી તે તૂટી જાય છે. ફરી માટી બની જાય છે.

બસ ! હવે તેને જીવનનો અર્થ સમજાય છે. હવે તેને પોતાનું સાચું સરનામું મળે છે. તેની સરનામાની શોધ પૂરી થાય છે. પોતાનું સાચું ઘર મળી જાય છે. એ ઘર છે - "સુન્ન મહલ મેં દીયરા બરી હૈ." શૂન્ય છે, મહેલ છે, પ્રકાશિત છે. આ પ્રકાશ તે પોતે ! સરનામું 'સુન્ન મહલ.' તેમાં રાજા જેમ જીવવાનું છે. સમગ્ર વિશ્વ પોતાનું છે. ના, પોતે જ છે. આમ, "કોઽહમ"થી શરૂ થયેલ સરનામાની શોધ "સોઽહમ" માં પૂરી થાય છે. હવે તેને પોતાના "યુનિક આઇડેન્ટિફિકેશન કાર્ડનો નંબર મળે છે-" અનંત."

બસ ! તે આ અનંતનો આનંદ ભોગવે છે. અનંતને તો પ્રેમ જ થાય. માટે પ્રેમ ભોગવે છે. અનંત તો આદર જ જન્માવે. માટે જીવનને આદર કરે છે. અને કોઇ તેને તેની ઓળખાણ પૂછે, તો શંકરાચાર્ય જેમ ગાઇ ઊઠે છે :-

"અહમ નિર્વિકલ્પો નિરાકારરૂપો,
વિભુ: વ્યાપ્ત, સર્વત્ર, સર્વેન્દ્રિયાણામ,
સદા મે સમત્વમ, ન મુક્તિ: ન બન્ધ:,
ચિદાનંદરૂપો શિવોઽહમ, શિવોઽહમ."

હવે સરનામું નક્કી ! પાકું ! શોધ પૂરી ! જીવન શરૂ ! શાશ્વત !

---

# नारायण का नाम

जप लो नारायण का नाम
पूरण होंगे सबके काम
सत्य सनातन नारायण
पतित पावन नारायण... जप लो
सच्च सोचो और सच्च ही बोलो
सच्च की राह कभी न छोडो
सचमें मिल जायेंगे राम
पूरण होंगे सब के काम... जप लो
कृष्ण कहो की राम पुकारो
शिवशक्ति का नाम उचारो
एक ही रूप है श्री भगवान
पूरण होंगे सबके काम... जप लो
विश्व सकल परिवार ही मानो
कभी किसीको भिन्न न जानो
एक पिता की सब संतान
पूरण होंगे सबके काम... जप लो
कभी किसी का बूरा न करना
दीनजनो के दु:ख को हरना
तभी तो खुश होंगे भगवान
पूरन होंगे सबके काम... जप लो

# લક્ષ્મીજી ! પધારો આમ આંગણે

- જયંતી જોષી 'શબાબ'

દીવાળીને લોકો પર્વાધિરાજ માને છે અને ધનતેસથી માંડીને ભાઇબીજ સુધીના એકસાથે પાંચ પાંચ પર્વો ઉજવે છે એવી બધાની માન્યતા છે, પરંતુ અમને એવું લાગે છે કે

"કાબે સે બુતકદે સે
કભી બઝમે-જામ સે;
આવાઝ દે રહા હૂ
તુમ્હેં હર મકામ સે !"

એટલે કે ક્યારેક મસ્જિદ કે કાબાશરીફથી, ક્યારેક મંદિરથી તો વળી ક્યારેક કોઇ મયખાનાથી જેમ શાયર ફક્ત 'એને' જ પોકારતો હોય છે, ઝંખતો હોય છે; તેવી જ રીતે માણસમાત્ર, કોઇ પ્રત્યક્ષપણે તો કોઇ પ્રચ્છન્ન રીતે પણ ફક્ત ને ફક્ત લક્ષ્મીજીની ઝંખના કરતો હોય છે.

આમ તો ગૃહલક્ષ્મી, વનલક્ષ્મી કે સંસ્કારલક્ષ્મી કે વળી લક્ષ્મી નામધારિણી કોઇ સ્ત્રીની વાત પણ ક્યારેક ક્યાંક થતી જોવા મળે છે પરંતુ મૂળમાં તો એક જ વાત છે અને તે છે વ્રતલક્ષ્મીની ! સામાન્ય માણસ હોય કે પછી રોજના સત્યાવીસલાખ રૂપિયા કે તેથીયે વધારેનું દાડિયું પાડતા ધનકુંવર અંબાણીબંધુઓ હોય, સંસારી હોય કે વૈરાગી પણ લોકોને એકમાત્ર પૈસામાં જ રસ હોય છે.

અમારા કાવ્યગુરુ દયારામ શિવપ્રસાદ નાકર ઉર્ફે 'મંગલ'સાહેબે કચ્છીમાં એક સુંદર મુક્તક રચ્યું છે, જેમાં બ્રાહ્મણ અને લક્ષ્મીજીના સંવાદની ફલશ્રુતિ દર્શાવાઇ છે. તેઓએ રચના કવિગોષ્ઠિમાં રજૂ કરતી વખતે પ્રસ્તાવના રૂપે કહેતા કે આમ તો લક્ષ્મીજી સદૈવ બ્રાહ્મણોને ભૂલાવે નાખી તેમની આસપાસથી જ નીકળી જતા; કદીયે પ્રત્યક્ષ થતા નહીં ! પરંતુ એકવાર એક સાંકડી શેરીમાં સામસામે થઇ જતાં બ્રાહ્મણજીએ માતાને પ્રશ્ન કરી જ નાખ્યો કે અમારા પર આપની કૃપા ન થવાનું કારણ શું? અમે આપનું શું બગાડ્યું છે કે આપ અમથી રીસાયેલા ફરો છો ? ત્યારે તેમણે જે જવાબ આપ્યો તે આ પ્રમાણે છે :

"ભ્રામણ અગસ્ત મૂંજે પે કે પીત્યા
ને ભૃગુ મારે લત્ત મૂંજે ભાયડેકે વિઝીને
હીંયેં મિંજ રખે મૂંજી હાડવેરી શારદાકે
દોષ તોજા વતાઇયાં રમાં કિતરા ગણીને ?
આસન અમૂલ મૂંજો,
કમલજો ફુલ તૂં તો,
શંકરતેં ચડાઇયેં,
રોજ ખણી ખણીને !
ભ્રામણ તૂં ભુછડાઇ,
ઓછી મૂંસે નાંય કે;
લિખમી ચે શ્રાપ ડીયાં,
ખાજ વિઠો પિનીને !"

અર્થાત્ - લક્ષ્મીજી બ્રાહ્મણને કહે છે કે ઋષિ અગસ્ત્ય મુનિ એક જ અંજલિમાં જેને પી ગયા હતા એ સમુદ્ર તો મારો પિતા છે. જે મારા પિતાને પી જાય એના કે એની જાતિ પ્રત્યે મને કેવી લાગણી હોય ? વળી એવી જ રીતે મહર્ષિ ભૃગુ કે જેઓ બ્રાહ્મણ હતા

એમણે મારા પતિ એવા વિષ્ણુની છાતીએ લાત મારતાં એનું નિશાન તેઓ આજેય 'ભૃગુલાંછન'રૂપે ધારણ કરે છે. કોઇપણ ભારતીય સન્નારી પોતાના પતિનું આવું અપમાન કરનારને શી રીતે ભૂલી શકે ? એથીય આગળ વધીએ તો શારદા તો મારી શોક્ય ! એને તેં હૃદયમાં સ્થાન આપ્યું હોય તો તું મને કેવો મીઠો લાગે ? અને છેલ્લે કહી દઉં તો હે બ્રાહ્મણ ! મારું રહેવાનું, બેસવાનું સ્થાન તો કમળનું ફૂલ છે એ સહુને અને તનેય ખબર હોવા છતાં જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં તમે બ્રાહ્મણો કમળ જુઓ છો કે તરત એને તોડીને શિવને ચરણે ધરી આવો છો. આમ 'કમલનિલયા' એટલે કે કમલવાસિની એવી મને ઘરથી બેઘર કરનાર પ્રત્યે મને ક્રોધ ન ચડે તો જ નવાઇ છે. માટે કાન ખોલીને સાંભળી લે કે તેં મારી સાથે અને મારા પરિવાર સાથે આડોડાઇ અને દુશ્મની ઓછી નથી કરી અને એટલે હું તને શ્રાપ આપું છું કે તું આખી જિંદગી માગીને જ પેટ ભરજે ! મારી કૃપાનો વિચાર પણ કરીશ મા !

કવિરાજ 'મંગલ' ગરીબ બ્રાહ્મણની અવદશા અને લક્ષ્મીજીની તેના પર અવકૃપાની વાત કરે છે પરંતુ અમારે મન તો દરેક એવી વ્યક્તિ 'અકિંચન' છે કે જેની ધન માટેની ઝંખના આજીવન રોકી રોકાતી નથી. લોકો ભલેને કહેતા હોય કે એષણાઓ પ્રમુખતઃ ત્રણ હોય છે પુત્રેષણા, વિત્તેષણા અને લોકેષણા પરંતુ અમને તો લાગે છે કે તેમાં પણ જો વિત્તેષણા એટલે કે લક્ષ્મીપ્રાપ્તિની ઇચ્છા સંતોષાઇ જાય તો લોકેષણા એટલે કે કીર્તિ, યશ, માનમરતબાની કોઇ મણા રહેતી નથી. વળી આ કલિકાલમાં તો વિત્ત વિનાના પિતાને પુત્રો પણ ભાગ્યે જ વેંઢારવા તૈયાર થતાં હોય છે ! અને પ્રબળ પુત્રેષણાને પ્રતાપે પ્રાપ્ત પુત્રોને પાળવામાં પણ વિત્તની શી ભૂમિકા હોય છે તેનાથી કોણ અજાણ છે ? જો કોઇ માઇનો લાલ અજાણ હોય તો એણે કવિ ગંગની આ વાત જરૂર વાંચવી જોઇએ...

''માત કહે મેરો પૂત સપૂત,
બેની કહે મેરો સુંદર ભેયા;
તાત કહે મેરો હૈ કુલદીપક,
લોકમેં લાજ અધિક બયૈયા;
નારી કહે મેરો પ્રાણપીયારો,
જિસકી જાકર મૈં લેઉં બલૈયા;
કવિ ગંગ કહે સુનો શાહ અકબર
જિસકી ગાંઠ સુફેદ રૂપૈયા !''

સહજ સમજાય એવા આ કવિત્તને કોઇ ભાષાન્તરની જરૂર કયાં છે ? આમ છતાં પૈસાનો પ્રભાવ ન જ ગળે ઉતરતો હોય તો કવિરાજ 'હેમધર'ની વાણી પર વિચાર કરવો રહ્યો. તેમણે માતા લક્ષ્મીજીને વિશ્વવ્યાપિની એટલે કે વિશ્વા એવું ઉદ્‌બોધન કરતાં પોતાના મનમંદિરીયે બિરાજવાની અરજ કરતાં કહ્યું છે...

દામ હી સોં આઠોં જામ,
બુદ્ધિ કો પ્રકાશ હોત;
દામ હી સોં સબૈં ઠોર,
હોત બડો નામ હે;
દામ હી સોં ભૈયા-બન્ધુ,
આય સબ રૂજુ હોત;
દામ હીં સોં બનહું મેં,
હોત સબ કામ હે;
દામ હી સોં સભામાં હી
આદર કો પાવત સ્નેહ
દામ હી સોં ઘરમાંહી,
હોત બિશ્રામ હૈં
કહે કવિ 'હેમધર'
બાની પે બિચારી દેખો
મેરે મન બસો બિશ્વા,

દામ હી કા કામ હૈ !

અમને એમ લાગે છે કે તેથી જ તો પંચદિવસીય મહાપર્વ એવા દીવાળીપર્વમાં કેન્દ્રસ્થાને તો લક્ષ્મીપૂજન જ રખાયું છે. માતા સરસ્વતીની સહાય તો લેવાય છે પણ તે તો માત્ર નામું લખવા પૂરતી કે પછી રોકડા ગણવા પૂરતી જ ! લોકોને ચોપડી પૂજનમાં નહીં પણ ફક્ત ચોપડાપૂજનમાં રસ હોય છે એ વાત હવે કોઇથી અજાણી નથી. તો અમને લાગે છે કે અપ્સરાઓની રાણી, ઐશ્વર્યની સામ્રાજ્ઞી અને સૌંદર્યની દેવી એવી મહાલક્ષ્મીનું સ્વરૂપચિંતન કરવું અસ્થાને નહીં ગણાય, કારણ જેને મેળવવાની છે; જેના કૃપાકટાક્ષની અભિલાષા છે એને ઓળખીયે જ નહીં તો કેમ ચાલે !

શ્રી અને પદ્મા વિગેરે નામોથી જાણીતી, સૌભાગ્ય અને ધનની સ્વામિની એવી આ મહાલક્ષ્મીને તૈત્તિરીય સંહિતા એ રીતે ઓળખે છે કે શ્રી અને લક્ષ્મીએ બેઉ આદિત્યનારાયણની પત્નીઓ છે. શતપથ બ્રાહ્મણમાં શ્રીને પ્રજાપતિની પુત્રી બતાડી છે. સામાન્ય રીતે એ વિષ્ણુ ભગવાનની પત્ની તથા કામદેવની માતા છે.

લક્ષ્મીજીની ઉત્પત્તિ સમુદ્રમંથનમાંથી મળેલા ચૌદરત્નો પૈકી એક લેખે ગણાઇ છે. એ અત્યંત સુંદર તરુણી સ્વરૂપે હાથમાં કમળ ધારણ કરેલી મુદ્રામાં પ્રકટ થઇ હતી. એક અન્ય આખ્યાયિકા પ્રમાણે સૃષ્ટિના પ્રારંભ સમયે તે કમલ પુષ્પ પર બિરાજી વહી રહી હતી. આ ફૂલ એટલે કે પદ્મના સંપર્કને કારણે એનું નામ પદ્મા પડ્યું. પુરાણો પ્રમાણે એવો પણ ઉલ્લેખ છે કે ખ્યાતિ એ એની માતા છે તો પિતા ભૃગુ છે. વિષ્ણુ પુરાણની કથા જોઇએ તો લક્ષ્મીજી પહેલાં ખ્યાતિ અને ભૃગુના પુત્રીરૂપે જન્મ્યા અને પછી સમુદ્રમંથન સમયે સમુદ્રમાંથી આવિર્ભૂત થયા. વામનાવતાર સમયે એ કમલથી પ્રકટ્યા અને તેથી કમલા કહેવાયા. જ્યારે પરશુરામજીનો અવતાર થયો ત્યારે એ ધરણી એટલે કે પૃથ્વીરૂપે અવતર્યા અને રામાવતાર સમયે સીતા, વળી કૃષ્ણાવતાર સમયે એ જ રુકિમણી બન્યા.

તેઓને કયારેક બે ભુજાઓ તો કયારે ચાર ભુજાઓ સાથે મૂર્તિમંત કરાયા. તેમની ચાર ભુજાઓમાં પ્રભુ વિષ્ણુની જેમ જ શંખ, ચક્ર, ગદા અને પદ્મ હોય છે. તેમનું એકરૂપ ગજલક્ષ્મી કે પછી અભિષેકલક્ષ્મી તરીકે પણ ઓળખાય છે. તેમની બન્ને તરફ ખભાની ઊંચાઇએ ઘડા વડે અભિષેક કરતા બે હાથીઓ દેખાડાય છે. તેમનું આવાહન કરતાં 'શ્રીસુક્ત'(૪) કહે છે...

કાંસોસ્મિતાં હિરણ્યપ્રાકારામાર્દ્રાં,
જ્વલન્તીં તૃપ્તાં તર્પયન્તીમ્ ।
પદ્મસ્થિતાં પદ્મવર્ણાં, તામિહોપહ્વયે શ્રિયમ્ ॥

અર્થાત્ - વેદના ઋષિ કહે છે કે જે ભગવતી લક્ષ્મીનું સ્વરૂપ મન અને વાણી દ્વારા ન જાણી શકવાને કારણે અવર્ણનીય છે, જે પોતાના આછા મલકાટને કારણે સહુને પ્રસન્ન કરનારી છે, સુવર્ણાદિ ઉપયોગી પદાર્થો દ્વારા જે બધી બાજુએથી ઘેરાયેલી છે, જે સ્નેહ વડે આર્દ્ર હૃદયવાળી છે એ તેજોમયી, કામનાઓ પૂર્ણ કરનારી, પૂર્ણકામા, કમલ પર બિરાજમાન અને કમલ જેવી કાંતિ ધરાવે છે એ ભગવતી લક્ષ્મીનું હું આવાહન કરું છું.

એવી એ માવડીનું સ્વરૂપચિંતન કરતાં મનમાં જે અપેક્ષા છે, માગણી છે એ પણ વ્યક્ત કરવામાં કોઇ કચાશ નથી રખાઇ. એ જ સુક્તની ૧૯ અને ૨૦મી ઋચાઓમાં

અશ્વદાયિ, ગોદાયિ, ધનદાયિ, મહાધને !
ધનં મે જુષતાં દેવિ, સર્વકામાંશ્ચ દેહિ મે ॥
પુત્ર પૌત્રધનં ધાન્યં હસ્ત્યાશ્વશ્વતરી રથમ્
પ્રજાનાં ભવસિ માતા, આયુષ્મન્તં કરોતુ મે ॥

 અર્થાત્ - ગાયો, ઘોડાઓ અને ધન દેનારી હે માતા મને ધન આપો અને મારી બધી કામનાઓ પૂરી કરો. સમસ્ત વિશ્વની જનની પુત્ર, પૌત્ર, ધન, ધાન્ય, હાથી - ઘોડા અને રથની પ્રાપ્તિ સાથે મને દીર્ઘાયુ કરો.

માતા ભગવતી લક્ષ્મી પાસે લાગણી અને માગણી વ્યક્ત કરવાનો સહુનો અધિકાર છે પરંતુ સાચી વાત તો એ છે કે 'सा तेनैव लभ्या यमैषा वृणुते' મતલબ કે તેણી ફક્ત તેના દ્વારા જ પ્રાપ્ય છે કે જેને તેણી પસંદ કરે છે. અર્થાત્ માતાજી પોતાને પસંદ પડે તેને ત્યાં જ જતા હોય છે તેને જ ઉપલબ્ધ થતા હોય છે. એવી જનમાન્યતા છે કે દિવાળીની રાત્રે લક્ષ્મીજી સદ્‌ગૃહસ્થોના ઘરે ફરી ફરીને જુએ છે કે આમાંથી મારે રહેવા યોગ્ય ઠેકાણું ક્યું છે ? અને પછી જ્યાં એમને અનુકૂળતા જણાય ત્યાં એ વસતા હોય છે. તેથી લક્ષ્મીવાંછુ લોકોએ પોતાના મન અને ઘર એવા બનાવવા જોઇએ કે ભગવતી લક્ષ્મીજીને એટલા ગમી જાય કે ત્યાં પહોંચી એ બીજે કોઇ ઠેકાણે જવાનું વિચારેય નહીં. આવું કરવા માટે એમને શું પ્રિય છે, અનુકૂળ છે એ જાણવું જરૂરી છે.

મહાભારતમાં આ બાબતે ફોડ પાડતાં જે જણાવાયું છે કે તે જાણવા જેવું છે.

(૧) એકવાર મહાલક્ષ્મીજીએ ભક્ત પ્રહલાદને જણાવ્યું છે કે તેજ, ધર્મ, સત્ય, વ્રત, બળ અને શીલ વિગેરે માનવીય ગુણોમાં હું રહું છું. તેમાં પણ શીલ અથવા ચારિત્ર્ય મને સૌથી વધારે પ્રિય છે. હું શીલવાન્ પુરુષોનું વરણ કરું છું. (શાંતિ પર્વ-૧૨૪)

(૨) તેમણે એકવાર રાજા બલિનો ત્યાગ કર્યો હતો અને તેનું કારણ દેવરાજ ઇન્દ્રને જણાવતાં કહ્યું - સત્ય, દાન, વ્રત, તપસ્યા, પરાક્રમ અને ધર્મ જ્યાં વસે છે, ત્યાં મારો વાસ હોય છે. (શાંતિ પર્વ-૨૨૫)

(૩) એકવાર દેવી રૂક્ષ્મણીએ એવું પૂછ્યું કે આપ ક્યા ક્યા સાથે વસો છો તથા કોની કોની પર કૃપા કરી તેમને અનુગૃહિત કરો છો ત્યારે લક્ષ્મીજીએ સ્વયં કહ્યું છે :

"હું એવા લોકોના ઘરે સતત વસું છું જેઓ સૌભાગ્યશાળી, નિર્ભય, સત્ચરિત્ર અને કર્તવ્યપરાયણ હોય છે. જેઓ અક્રોધી, ભક્ત, કૃતજ્ઞ, જિતેન્દ્રીય તથા સત્ત્વસંપન્ન હોય છે. જેઓ સ્વભાવથી જ પોતાનાં ધર્મ, કર્તવ્ય અને સદાચરણમાં સતર્કતાપૂર્વક તત્પર હોય છે. જેઓ ધર્મજ્ઞ અને ગુરુસેવારત હોય છે, જેઓ મનને વશ રાખનારા ક્ષમાવાન અને સમર્થ છે. વળી એવી નારીઓના (મન અને) આવાસ મને પ્રિય છે કે જેઓ ક્ષમાશીલ, જિતેન્દ્રીય, સત્યપરાયણ તથા જેને દીઠે સહુનું ચિત્ત પ્રસન્ન થાય તેવી હોય છે. જેઓ શીલવતી, સૌભાગ્યવતી, ગુણવતી, પતિપરાયણ, સહુનું ભલું ઇચ્છનારી તથા સદ્‌ગુણી હોય છે. (દાનધર્મપર્વ - ૧૧-૬, ૬, ૧૦, ૧૪)"

તેવી જ રીતે તેમને કયા નર-નારી નથી ગમતા અથવા કઇ વ્યક્તિઓના ઘર છોડી તેઓ ચાલ્યા જાય છે એ બાબતે પણ તેમણે પોતે રુક્ષ્મણીજીને કહ્યું છે કે જે માણસ અકર્મણ્ય (એટલે કે નકામો !), નાસ્તિક, વર્ણસંકર, કૃતઘ્ન, દુરાચારી, ક્રૂર, ચોર તથા ગુરુજનોના દોષ જોનારો હોય તેનામાં હું નથી વસતી. જેનામાં તેજ, બળ, સત્ત્વ અને ગૌરવની માત્રા ઘણી જ થોડી છે, જેઓ ગમે ત્યારે નાની નાની વાતમાં પણ ખોટું લગાડી બેસે છે, જેઓ મનમાં બીજો ભાવ રાખી બહારથી કંઇ બીજું જ બતાડે છે એવા જનોમાં હું નથી વસતી.

વળી, એવી સ્ત્રીઓ પણ મને પ્રિય નથી કે જે પોતાની ઘરવખરીની પણ ફિકર રાખતી નથી, જેઓ સમજ્યા-વિચાર્યા વિના જ કામ કરે છે, પતિની વિરુદ્ધ બોલ્યા કરતી હોય છે, પારકે ઘરે ઝાઝો ભાવ રાખતી

હોય, લાજ-લગરની હોય, પાપકર્મ કરવામાં જેની રુચિ હોય, જે અપવિત્ર હોય, અધીરી હોય, ઝઘડાખોર હોય, ખાવા-પીવામાં જ મસ્ત હોય અને ટાણે-કટાણે સૂતી જ રહેતી હોય. એવી સ્ત્રીઓના ઘરને છોડી હું ચાલી જાઉં છું. (દાનધર્મ પર્વ-૧૧/૭,૮ અને ૧૧,૧૩)

આટલી બધી સ્પષ્ટતા છતાં જેઓ મન અને આંગણા નિર્મળ રાખતા નથી. કાવાદાવા કરવા, હિંસા કરવી, વ્યસનોનું સેવન કરવું, ભ્રષ્ટાચાર કરવો વિગેરેમાંથી ઊંચા જ નથી આવતા, તેઓ લક્ષ્મીજીની અપેક્ષા રાખે તોય શું વળે? લક્ષ્મીજી આપણે ત્યાં આવે એટલું જ નહીં ચિરઃસ્થાયી બને તે માટે પણ જરૂરી છે કે આપણે સદાચારને સમર્પિત થઇએ. સજાગતા અને સતર્કતા સાથેનું સદાચરણ જ શુભલક્ષ્મી માટેના દ્વારા ખોલી આપે છે. ચારિત્ર્ય અને મૂલ્યહ્રાસના આ જમાનામાં સદાચરણનો એક નાનકડો પ્રસંગ પુરાણોમાંથી સંભારી લેખને વિરામ આપીશું.

એમ કહેવાય છે કે શંખ અને લિખિત નામના બે ઋષિઓ સગાભાઇ હતા. બેઉ મહાન વિદ્વાન હતા એટલું જ નહીં અલગ અલગ આશ્રમ તેઓના સ્થાપેલા હતા જ્યાં ઘણા બધા વિદ્યાર્થીઓ ભણવા આવતા.

એકવાર ઋષિ લિખિત પોતાના મોટા ભાઇ શંખને મળવા એમના આશ્રમે આવ્યા ત્યારે તેઓ કોઇ કાર્યવશ બહાર ગયા હતા. તેથી તેઓ એક આંબાના ઝાડ નીચે બેસી તેમની વાટ જોવા લાગ્યા.

એ સમયે વાહનવ્યવહારની આજના જેવી સગવડો ન હતી. વળી, ઋષિઓ ઘણું કરીને પગે જ ચાલતા. લિખિતજી પણ પોતાના આશ્રમેથી ચાલીને જ પધાર્યા હતા. લાંબો વિહાર થવાને કારણે તેમને ભૂખ પણ કકડીને લાગી હતી.

ઝાડ નીચે બેઠા બેઠા તેમની નજર ઉપર ગઇ તો આંબા લૂમઝૂમ લટકતા હતા. ભૂખના દુઃખે દુઃખી એવા લિખિતજી ઊઠ્યા અને એક આંબો તોડી લીધો.

તેઓ હજી તો એને ખાવાનો વિચાર કરે છે ત્યાં જ મોટાભાઇ મહર્ષિ શંખજી પહોંચી આવ્યા. પોતાના નાના ભાઈને આવેલો જોઇ તેઓ ખૂબ રાજી થયા. તેમને ભેટવા ગયા ત્યાં જ ભાઇના હાથમાં આંબો દેખાયો. તેઓ તરત અટકી ગયા. બોલ્યા-

''લિખિત, આ આંબો ક્યાંથી લીધો ?''

''આ આશ્રમના આંબેથી જ તો !''

''આ આશ્રમ કોનો છે ?''

''આપનો.''

''જો કોઇ વ્યક્તિ કોઇને પૂછ્યા વિના એની વસ્તુ લઇ લે તો એના એ કૃત્યને શું કહીશું ?''

''એનું એ કૃત્ય ચોરી લેખાશે.''

''જેણે ચોરીનો અપરાધ કર્યો હોય, તેણે શું કરવું જોઇએ ?'' - આંખમાં આંખ પરોવી મહર્ષિ શંખે પોતાના ભાઇ લિખિતને પૂછ્યું.

લિખિતજી પોતાના મોટાભાઇનો આશય સમજી ગયા. તેમણે શાંતિથી કહ્યું -

''તેણે રાજા પાસે જઇ પોતાના ગુનાની સજા મેળવવી જોઇએ મેં આપની રજા વિના આશ્રમના ઝાડ પરથી આંબો તોડયાનું પાપ કર્યું છે અને તેની સજા મેળવવા હું રાજા પાસે જાઉં છું. સજા ભોગવીને જ હું ફરી આપને મળવા આવીશ.''

મોટાભાઇને પ્રણામ કરી ઋષિવર લિખિત સીધા રાજદરબારે પહોંચ્યા. તેમના આદરમાં ઊભા થયેલા રાજાને તેમણે કહ્યું -

''મહારાજ ! આજે મારો આદરસત્કાર ન કરો. હું આપના દરબારમાં એક ગુનેગાર તરીકે હાજર થયો છું. મેં ચોરીનો ગુનો કર્યો છે. મને સજા આપો.''

આખીય બીના જાણ્યા પછી રાજાએ કહ્યું -

''ઋષિવર ! રાજાએ ફક્ત સજા દેવાનો જ નહીં

માફ કરવાનો પણ અધિકાર હોય છે. એ રુએ હું આપને માફ કરું છું.''

આ સાંભળી લિખિતજી બોલ્યા -

''હે રાજા, રાજ્યના સુપેરે સંચાલન માટે શાસ્ત્રસંમત નિયમો અને ઉપનિયમો ઋષિમુનિઓ બનાવતા હોય છે. તે નિયમો પ્રમાણે રાજકાજ ચલાવવું એ રાજાનું કર્તવ્ય હોય છે. જો નિયમોના બનાવનારા જ એને તોડતા રહેશે તો પછી તેમનું પાલન કેવી રીતે થશે ? તેથી ક્ષમાદાનને બદલે મને મારા ગુનાની નિયમાનુસાર સજા આપો. હું આપની પાસે માફી નહીં સજા મેળવવા આવ્યો છું.''

ઋષિવરને સજા કરવાની રાજાને કોઇ ઇચ્છા ન હતી પરંતુ તેમની ઇચ્છા પાસે તેમણે નમતું જોખવું જ પડ્યું. એ વખતે ચોરીના ગુના બદલ ચોરના બન્ને કાંડા કલમ કરવામાં આવતા. એવી કાનૂની જોગવાઇને અનુસરીને રાજાએ લાચાર બનીને ઋષિવર લિખિતના બન્ને હાથ કાપી નાખવાનો હુકમ કર્યો. લિખિતજીએ પણ કોઇપણ જાતના કચવાટ વગર બેઉ કાંડા કલમ કરાવ્યા અને પછી મોટાભાઇને મળવા તેમના આશ્રમે જવા નીકળ્યા.

ઋષિવર શંખજીએ જ્યારે પોતાના અનુજ લિખિતજીને જોયા તો આંખે હરખના આંસુ વહી નીકળ્યા. તેઓ ઊભા થઇ તેમને ભેટી પડ્યા. લિખિતજીએ હસતાં હસતાં કહ્યું -

''મોટા ભાઇ, જુઓ મેં મારા અપરાધની સજા મેળવી લીધી છે. મારા પાપનું પ્રાયશ્ચિત કરી લીધું છે.''

ઋષિવર શંખ તેમને પોતાના આશ્રમમાં અંદર તેડી ગયા. તેમણે જડીબુટ્ટીઓથી તેમનો ઇલાજ કર્યો અને પૌરાણિક કથા કહે છે કે ઋષિવર શંખજીની કૃપા તથા ઔષધોના પ્રભાવથી તેમના બન્ને હાથ પહેલાં હતા તેવા થઇ ગયા.

હાથ જ્યારે હતા તેવા થઇ ગયા ત્યારે તેમણે પૂછ્યું -

''મોટાભાઇ ! આપે કૃપા કરી મારા બન્ને હાથ અગાઉ હતા તેવા બરાબર કરી જ દેવા હતા તો પછી મને સજા જ શા માટે અપાવી ?''

''જો ભ્રાતા, રાજાનું કામ તો ગુનેગારોને સજા આપવાનું હોય છે. નિયમ ઘડનારા જ તેની ઐસી-તૈસી કરે તો પછી પ્રજા પણ એ નિયમોનું માન જાળવે એવી અપેક્ષા કઇ રીતે રાખી શકાય ? કાયદો તો સહુ માટે એકસમાન જ હોવો જોઇએ. કાયદાથી ઉપરવટ કોઇ પણ ન હોઇ શકે, કાયદાનો ઘડનાર પણ નહીં.''

બસ તેથી જ મારી ઇચ્છા હતી કે તું રાજા પાસે જઇ સજા પ્રાપ્ત કરે. સજા ભોગવી તેં તારા અપરાધનું પ્રાયશ્ચિત કરી લીધું છે. કરુણા કરવી, દયા કરવી એ તો ઋષિઓનો સ્વભાવ હોય છે અને એનાથી પ્રેરાઇને જ મેં તારા હાથ બરોબર કરી દીધા છે. સજા તો કેવળ રાજા જ આપી શકે છે (કાયદો હાથમાં લેવાનો અને સજા કરવાનો અધિકાર સહુને, કાયદાના ઘડવૈયા તરીકે મને કે તને પણ, ન જ હોય) પરંતુ દયા તો કોઇ પણ કોઇના પ્રત્યે કરી શકે છે !''

ઋષિ લિખિતજીએ સામેથી, સ્વેચ્છાએ, સજા માંગી તથા ભોગવી એવું પ્રતિપાદિત કર્યું કે કોઇની વસ્તુ, કોઇનેય પૂછ્યા વિના ભોગવવી એ અપરાધ છે તો વળી એવી પ્રેરણા પણ આપી છે કે ગમે તેવી પરિસ્થિતિ વચ્ચે પણ નિયમનો ભંગ એના ઘડવૈયાએ પણ ન જ કરવો જોઇએ.

આવા અણીશુદ્ધ ચારિત્ર્યશીલ લોકોને નિત્ય આનંદપર્વ હોય છે. માતા લક્ષ્મીજી તેમના આંગણિયા પૂછીને પણ પહોંચે છે અને કાયમ વસેય છે. ચાલો, આપણાં જીવનમાં સદાચરણથી દિવાળી પ્રકટાવીયે.

# મુક્તિનો માર્ગ

- ભાણદાસ

એક રાજા હતો. રાજા હોય એટલે પ્રધાન તો હોય જ ! બધા રાજાને હોય છે તેમ આપણા આ રાજાને પણ પ્રધાન હતા. જેમ મોટેભાગે બધે બને છે, તેમ અહીં આ રાજ્યમાં પણ રાજ્યનો વહીવટ પ્રધાન સંભાળતા.

એકવાર એવું બન્યું કે પ્રધાનથી કોઇ અપરાધ થઇ ગયો. રાજાને પ્રધાનના અપરાધની જાણ થઇ. રાજા તો રાજા છે. રાજાએ પ્રધાનને સજા ફરમાવી - દેહાંત દંડ !

રાજધાનીમાં સન્નાટો છવાઇ ગયો. પ્રધાનને દેહાંત દંડ ! પણ રાજાને રોકે કોણ ? આખરે રાજ્યના અન્ય મંત્રીઓએ રાજાને વિનંતી કરી -

''મહારાજ ! ગમે તેમ તોયે આપના પ્રધાન છે. ભૂલ તો તેમનાથી થઇ છે, પરંતુ આપ ઉદારતા દાખવો. દેહાંત દંડને બદલે કાંઇક ઓછી સજા કરો.''

રાજાએ તો મનમાં ગાંઠ વાળી હતી - પ્રધાનને દેહાંત દંડ જ આપવો છે. પરંતુ રાજ્યના મંત્રીઓની આમન્યા રાખવી જોઇએ. તેથી રાજાએ ચતુરાઇ કરી. રાજાએ માત્ર દેખાવ પૂરતી સજા ઘટાડી. નવી સજા આ પ્રમાણે કરી -

એક ઊંચો મિનારો બાંધવામાં આવે. વ્યવસ્થા એવી રીતે કરી કે ઉપર હોય તે નીચે ન આવી શકે અને નીચેથી કોઇ ઉપર ન જઇ શકે. પ્રધાનને આ મિનારાની ટોચ પર એક ઉત્તમ આસન પર બેસાડી દેવામાં આવે. પ્રધાનને કોઇ અન્ન કે જળ પહોંચાડી શકશે નહીં.

વસ્તુતઃ આ દેહાંતદંડની સજાનું જ નવું સ્વરૂપ હતું. અન્ન અને જળના અભાવમાં પ્રધાન આપોઆપ મૃત્યુ પામશે.

રાજાના આદેશ પ્રમાણે ગોઠવણ થઇ. મિનારો તૈયાર થયો અને પ્રધાનને તેની ટોચ પર એક આસન પર બેસાડી દેવામાં આવ્યા. મિનારાની ઊંચાઇ અને રચનાનું સ્વરૂપ જ એવું હતું કે પ્રધાન મિનારા પરથી નીચે ન આવી શકે અને નીચેથી કોઇ પ્રધાન પાસે ઉપર ન પહોંચી શકે. પ્રધાનને અન્નજળ પણ ન મળી શકે.

સજાનો અમલ શરૂ થયો. બધાનું લાગ્યું કે હવે થોડા દિવસમાં પ્રધાનનું મૃત્યુ નિશ્ચિત છે.

પ્રધાન બુદ્ધિમાન હતા અને ધૈર્યવાન પણ હતા. તેઓ મિનારાની ટોચ પર મૂકેલાં આસન પર શાંતિથી બેઠા.

રાત થઇ. અંધારું થયું. પ્રધાનની પત્ની કોઇને જાણ ન થાય તેવી રીતે એકલા જ નગરની બહાર મિનારા પાસે પહોંચ્યા. તેમણે મિનારાની ટોચ પર બેઠેલાં પોતાના પતિને નીચેથી પૂછ્યું -

''સ્વામી નાથ ! હું આપને કેવી રીતે સહાયભૂત થઇ શકું ?''

પ્રધાને ઉપરથી કહ્યું -

''તું આવતી કાલે મધ્યરાત્રિના સમયે આટલી વસ્તુઓ લઇને એકલી જ આવજે - એક શીશીમાં મધ, એક વાંદો (એક પ્રકારનું જીવડું), એક સાવ પાતળી રેશમની દોરી, એક દોરડું અને એક જાડું ગાંઠો વાળેલું

દોરડું.

બીજે દિવસે પ્રધાનપત્ની આ બધી વસ્તુઓ લઇને મધ્યરાત્રિના સમયે એકલા જ તે મિનારા પાસે ગયા. પ્રધાનપત્નીએ નીચેથી જ કહ્યું -

''આપે કહેલ વસ્તુઓ લઇને આવી ગઇ છું. હવે કહો, મારે શું કરવાનું છે ?''

પ્રધાને ઉપરથી જ માર્ગદર્શન આપ્યું.

''વાંદાની મૂછો પર મધ ચોપડો. વાંદાની પૂંછડી સાથે પાતળી રેશમની દોરી બાંધો અને વાંદાને ઉપરની દિશામાં મુખ રહે તેવી રીતે મિનારાની દીવાલ પર મૂકી દો.''

પ્રધાનપત્નીએ તે પ્રમાણે કર્યું. મૂછ પર ચોંટેલા મધની લાલચે વાંદો ઉપરની દિશામાં અર્થાત્ પ્રધાન બેઠા હતા, તે દિશામાં ચાલવા માંડ્યો. આખરે વાંદો પ્રધાન પાસે પહોંચી ગયો. પ્રધાને વાંદાને પકડી લીધો. વાંદાની પૂછડી સાથે બાંધેલી રેશમની ઝીણી દોરી પ્રધાનના હાથમાં આવી ગઇ. પ્રધાને ઉપરથી પ્રધાનપત્નીને સૂચના આપી -

''તમે પાતળી રેશમની દોરીના નીચેના છેડા સાથે દોરડું બાંધો.''

પ્રધાન પત્નીએ તે પ્રમાણે કર્યું.

પ્રધાને રેશમની પાતળી દોરીને ઉપર ખેંચી લીધી. આથી દોરડું પણ તેના હાથમાં આવી ગયું. આખરે પ્રધાનપત્નીએ પ્રધાનની સૂચના પ્રમાણે ગાંઠોવાળું જાડું દોરડું પણ તેની સાથે બાંધ્યું અને પ્રધાનના હાથમાં આ જાડા દોરડાનો એક છેડો પણ આવી ગયો.

પ્રધાને આ ગાંઠોવાળા જાડા દોરડાનો ઉપરનો છેડો મિનારાની ટોચ સાથે કસીને બાંધી દીધો. પછી તે દોરડાને આધારે આધારે પ્રધાન મિનારા પરથી નીચે ઊતરી ગયા. પ્રધાન અને પ્રધાનપત્ની, બંને રાજાનું રાજ્ય છોડીને ચાલ્યા ગયા.

આ રીતે પ્રધાન દેહાંતદંડની સજામાંથી મુક્ત થયા.

બુદ્ધિપૂર્વક અને ધૈર્યપૂર્વક ઉચિત સાધનોનો ઉચિત રીતે ઉપયોગ કરતાં આવડે તો મુક્તિનો માર્ગ હાથ લાગી જાય છે.

કળ દબાવતાં આવડે તો પિંજરું ખૂલી જાય છે અને માનવી પિંજરામાંથી બહાર નીકળી શકે છે, મુક્ત થઇ શકે છે.

પાતળી રેશમની દોરી એટલે આપણા શરીરમાં નિરંતર ચાલતો શ્વોચ્છ્વાસનો તંતુ. દોરડું એટલે પ્રાણમય કોશ અર્થાત્ પ્રાણતત્ત્વ. જાડું દોરડું એટલે ચિત્ત. જો પાતળી રેશમની દોરી હાથ લાગી જાય તો દોરડું અને આખરે જાડું દોરડું પણ હાથ લાગી જાય છે અને તેને પકડીને, તેના દ્વારા મુક્ત થઇ શકાય છે. આનો અર્થ એમ છે કે શ્વાસના તંતુને પકડીને પ્રાણતત્ત્વ પર નિયંત્રણ સિદ્ધ થઇ શકે છે. અને પ્રાણ પર જય મેળવીને ચિત્ત પર જય મેળવી શકાય છે. ચિત્ત પર જય સિદ્ધ થાય એટલે મુક્તિનો માર્ગ હસ્તગત બને છે.

શ્વાસજય દ્વારા પ્રાણજય સિદ્ધ થાય છે.

પ્રાણજય દ્વારા ચિત્તજય સિદ્ધ થાય છે.

ચિત્તજય દ્વારા મુક્તિનો માર્ગ હાથ લાગે છે.

શ્વાસજય દ્વારા પ્રાણજય અને પ્રાણજય દ્વારા ચિત્તજય સિદ્ધ કરવાની જે વિદ્યા છે, તે વિદ્યાનું નામ છે - પ્રાણાયામ!

# રામની શક્તિ સીતા

-રમેશભાઈ ઓઝા-પૂજ્ય ભાઇશ્રી

એમ સમય એવો આવે છે જ્યારે સાધક સાધના કરતાં કરતાં ઉર્ધ્વ ગતિને પ્રાપ્ત કરી વિદેહ થઇ જાય છે. તે છે મિથિલાનો વિદેહ નગરનો નાગરિક અને ભક્તિ રૂપી સીતા એ વિદેહરૂપી ભૂમિમાંથી પ્રગટ થાય છે. જ્યારે જનકે હળ ચલાવ્યું ત્યારે ત્યાં સીતા પ્રગટ થયાં.

સુમતિ ભૂમિ થલ હૃદય અગાધૂ ।
બેદ પુરાન ઉદધિ ઘન સાધૂ ॥

સુમતિની ભૂમિ એટલે જ્યાં સત્સંગ છે ત્યાં સુમતિ છે અને જ્યાં સુમતિ છે ત્યાં સંપત્તિ છે. સુમતિ હશે સત્સંગના સાતત્યથી. હવે આ ભૂમિમાં હળ ચલાવ્યું, યજ્ઞને માટે સત્કર્મનું હળ ચલાવ્યું કેમકે યજ્ઞ સિવાય થતું કોઇપણ કર્મ મનુષ્યને બંધનમાં રાખે છે. ભગવાનને માટે કર્મ કરવાનું છે. 'તદર્થ કર્મ' કરવાનું છે અને તે ઇશ્વરને અર્પણ કરવાનું છે. ફલાસક્તિને છોડીને પૂર્ણ મનોયોગથી કર્મ કરવાનું છે.

અહીં ત્રણ વાતો એકત્રિત થાય છે. પ્રેમ એનું મુખ્ય કારણ છે. કેવટ પ્રસંગને યાદ કરો ! ભગવાનને કેવટે દંડવત પ્રણામ કર્યા. ગંગા પાર ઉતાર્યા પછી ઉતરાઇ લીધી નહીં. કહ્યું, 'નાથ ! આજ મૈં કાહ ન પાવા !' જેની પર પ્રેમ રાખીએ છીએ તેની બસ પ્રસન્નતા ઇચ્છીએ. જો પ્રેમ ન હોય તો એવું કામ વેઠ બની જાય છે, મજૂરી બની જાય છે. પ્રેમપૂર્ણ કર્મ હોય તો તેના સુખમાં તમે સુખી બનો છો એટલા માટે કર્મથી તેની પૂજા કરીને મનુષ્ય પરમ સિદ્ધિને પ્રાપ્ત થાય છે.

વ્યક્તિ એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતી નથી તેથી જ્યારે કર્મ કરો તો વેદ વિહિત, શાસ્ત્રવિહિત કર્મ કરો. વિધિ નિષેધરૂપ ધર્મને સમજો. રામકથા મુખ્યત: વિધિરૂપ કર્મ શીખવાડે છે. રામાયણ પ્રયોગશાળા છે. રામજીએ ધર્મને ધારણ કર્યો, તો એવું કર્મ કરો જે વેદ અનુસાર હોય, શાસ્ત્ર અનુસાર હોય તો સત્સંગના સાતત્યથી મતિ સુમતિ બનશે. ત્યાં સત્કર્મરૂપી હળ ચલાવવાથી ભક્તિરૂપી સીતા પ્રગટ થાય છે અને જ્યારે સીતા પ્રગટ થયા ત્યારે ભગવાન સ્વયં આવ્યા. ભગવાને શિવધનુષ્ય ભંગ કર્યું અને સીતાજીએ તેમને પતિ બનાવ્યા.

એવી એક પ્રચલિત કથા છે કે સીતાજીએ એકવાર ડાબા હાથે કોદંડ ધનુષ્ય ઉઠાવ્યું અને જમણા હાથથી જમીન લીપી. જનકજીને ખૂબ આશ્ચર્ય થયું કે, ''અરે આ કઇ રીતે બન્યું ? નક્કી મારા ઘરમાં કોઇ શક્તિનું પ્રાગટ્ય થયું છે. કોદંડ તો કોઇ ઉપાડી ન શકે.'' તત્ક્ષણ જનકજીને વિચાર આવ્યો કે આ મારી પુત્રી નથી. આ કોઇ બીજાની છે અને તે તેને સોંપી દેવી જોઇએ.

તેથી તેઓએ ઘોષણા કરી કે જે આ શિવધનુષ્યને ઉઠાવશે તેના પર પ્રત્યંચા ચડાવશે એને સીતાજી અર્પિત થશે. રામે ધનુષ્ય તોડ્યું, તો એ સાબિત થયું કે બસ એ જ શક્તિના સ્વામી છે. તો સીતાજીએ રામજીના ગળામાં વરમાળા પહેરાવી, પણ સીતાજી એ રામજીને પગે નથી લાગતા. એ વિચારતા હશે કે એમના ચરણ સ્પર્શ પછી ગૌતમ નારી જે રીતે એના પતિના લોકમાં ગઇ તેમ મને પણ સાકેત જવું પડશે તો બાજી પલટાઇ જશે. મારે તો આ ધરાધામ પર રહીને એમની સેવા કરવી છે. આ છે ભક્તિની ભૂમિકા. એને વૈકુંઠ નથી જોઇતું, મુક્તિ નથી જોઇતી એને તો ભૂતળમાં રહીને સેવા કરવી છે.

સીતાજી સદૈવ શ્રીરામજીની સેવામાં રહેવા ઇચ્છે છે તેથી વનમાં પણ રામજીની સાથે ગયાં.

રામજીએ સમજાવ્યાં, દશરથજીએ સમજાવ્યાં પણ ન માન્યાં કેમકે શ્રીરામનો સંગ એ સીતાજીના જીવનનો રંગ હતો. મહેલ હોય કે જંગલ હોય આ ભક્તિની ભૂમિકા છે.

નિત્ય સેવા, નિત્ય કીર્તન, ઉત્સવ

બધા દુઃખ સહ્યાં પણ રામજીનો સંગ ન છોડ્યો. એટલા માટે રામજીના પગને સ્પર્શ કરતા નથી. આ અલૌકિક પ્રેમ જોઇને ભગવાન ખૂબ પ્રસન્ન થયા. ભક્તિ માત્રને માત્ર ભગવદ્ સાન્નિધ્ય, ભગવદ્‌સેવા ઇચ્છે છે. એમના નામનો અખંડ જાપ અને આવી ભક્તિ જોઇને ભગવાન પ્રસન્ન થાય છે એટલા માટે હે મન ! તું હરિનું નામ જપ. આ ભક્તિની ભૂમિકા છે કે એ ભગવાનથી નથી માગતી ભગવાનને માગે છે. સીતાજી તો રામજીની શક્તિ છે, ધનુર્ભંગ તો એક નિમિત્ત છે જળ અને તેના પર ઊઠતી તરંગ એક જ છે. લગ્નની લીલા તો બધાને જોડવા માટે છે. શ્રી રામજીની પૂર્વે પણ રાવણને પરાસ્ત કરવાવાળી શક્તિઓ હતી. સહસ્ત્રાર્જુને રાવણને પરાસ્ત કર્યો હતો તો વાલીએ છ મહિના સુધી રાવણને બગલમાં દબાવી રાખ્યો હતો. તો શું રામ કેવળ રાવણનો વધ કરવા માટે આવ્યા હતા ? તે તો શબરીને માટે આવ્યા હતા, હનુમાનજી માટે આવ્યા હતા. રાવણને સાફ કરવો એ તો કચરો સાફ કરવા જેવું હતું. જેમની માત્ર આંખ લાલ થવાથી અનેક બ્રહ્માંડનું સર્જન થાય છે અને નાશ પામે છે તેમને માટે રાવણને મારવો કોઇ કઠિન વાત હતી ? નહીં, ભગવાન આવે છે સંતોને માટે...

વિપ્ર, ધેનુ, સુર સંત હિત લીન મનુજ અવતાર

રાવણ તો એનો વિરોધી હતો. તો શું રામ રાવણનું અહિત કરવા આવ્યા હતા ? નહીં, વૈયક્તિક રૂપથી એ રાવણનું પણ હિત ચાહે છે. રાવણ તેના પાપે મર્યો છે, તેના કર્મે મર્યો છે.

રામ કોઇને મારતા નથી. રામ પૂર્વે પણ રાવણને પરાસ્ત કરવાવાળી શક્તિઓ હતી પણ એ બધી વેર વિખેર હતી. એક તરફ વશિષ્ઠ, બીજી તરફ વિશ્વામિત્ર, એક તરફ જનકજી, એક તરફ દશરથજી. લગ્નની લીલા તો આ બધાને જોડવા માટે છે. સીતાજી તો શ્રીરામની અભિન્ન શક્તિ છે.

સંકલન : પ્રો. શુભદા વઝે, પૂના

# लक्ष्मीनारायण के गुन गाओ

गाओ सब प्रेम से गाओ
लक्ष्मीनारायण के गुन गाओ
गाओ सब मिल के गाओ
लक्ष्मीनारायण के गुन गाओ
वे सृष्टि के नाथ है लक्ष्मी के साथ है
शंख चक्र और गदा पद्म का धरते सदा वे हाथ है
ध्याओ सब प्रेम से ध्याओ... लक्ष्मीनारायण..
लक्ष्मीनारायण धाम है
सबका यह विश्राम है
द्वार पर आये जो उनके हुओ पूरण काम है
आओ सब प्रेम से आओ.... लक्ष्मीनारायण...
कण कण मे राम है घट घट में श्याम है
साकार रूप में धरती पर आये श्री भगवान है
चाहो सब प्रेम से चाहो... लक्ष्मीनारायण..
संतो महंतोने गुन जिसके गाए
ऋषि और मुनिओने जिसको रिझाए
उसको तुम प्रेम से बुलाओ... लक्ष्मीनारायण..

# ઋષિ દર્શન

- નાનજીભાઇ સાંખલા

(એ) વરસો પહેલા આપણા વડીલોએ અથાગ પ્રયત્નો કરીને આપણા સમાજમાંના પરિવારોના કુળના મૂળ શોધ્યાં-

ગોત્ર મેળવ્યાં.

(બી) પ્રત્યેક ગોત્રના સ્થાપક ઋષિને જાણ્યા.

(સી) ઋષિ સંસ્કૃતિને ટકાવવાના પ્રયત્નોરૂપે સ્મૃતિધામોમાં શૂરધનો સાથે ઋષિને પૂજતા થયા.

(ડી) ઋષિ સંસ્કૃતિના ૫૦૦ વર્ષ પહેલાના સનાતન વૈદિક ધર્મના સંસ્કારોનું સામાજિકરણ કર્યું છે.

ઉપરોક્ત પ્રયત્નો ચાલુ છે ત્યારે વિચારવાનું તે છે કે આપણા સામાજિક વડીલોએ ગોત્ર શોધ્યાં - ઋષિના નામ મેળવ્યાં - કુળના મૂળમાં ઋષિ છે તે વાત પરિવારોમાં પાકી થઇ પરંતુ તેટલું પૂરતું નથી આપણી નવી પેઢી પ્રચંડ બુદ્ધિમત્તા (I.Q.) ધરાવનાર છે તેથી તેને ઋષિના નામ આપીને તેનો આદર કરવાનું કહેશું તે લાંબો સમય નહીં ચાલે. ફક્ત જટાધારી અને જંગલમાં રહેનાર એટલે ઋષિ એટલી ઓળખ નવી પેઢી નહીં સ્વીકારે તેથી સનાતન ધર્મના વૈદિક ઋષિનું સ્પષ્ટ ચિત્ર મળે તે માટે પ્રયત્ન આપણે કરવાના છે.

**ઋષિ કોને કહેવાય ?**

જટા ધરાવે છે તેથી ઋષિ ? દાઢી વધારે છે તેથી ઋષિ ? ગામ બહાર વૃક્ષ નીચે અથવા પર્ણકુટીમાં રહે છે તેથી ઋષિ ? નદી કિનારે સંધ્યા કરતો બેઠો છે તેથી ઋષિ ? ફળાહાર પર રહે છે અથવા એક વખત જ જમે છે તેથી ઋષિ ? લંગોટ પહેરીને આંખો બંધ રાખીને પ્રાણાયામ કરતો રહેલો છે તેથી ઋષિ ? સંસારને તુચ્છ માને છે તે ઋષિ ?

ઋષિ વિશે સામાન્યત કલ્પના કઇક આવી છે વાસ્તવમાં જોઇએ તો ઉપરોક્ત દર્શાવેલ છે તે બધા બાહ્ય આચરણ કે બાહ્ય દેખાવ છે. ઋષિ એનાથી ઉપર છે. ઋષિ કઇક અલગ અને અદ્‌ભુત પાત્ર છે.

**સંસાર પાર દર્શયતિ ઇતિ ઋષિ :**

(એ) સંસાર પાર એટલે સંસારથી આગળ - ફક્ત પોતાના સંસાર સુધી ન જોતાં તેનાથી આગળ કુટુંબ, ગામ, સમાજ તરફ જોનાર. મકાનમાં રહેનાર ફક્ત પોતાના મકાનની અંદર જ જોયા કરે ને બેસી રહે અથવા ટી.વી. કે બાળબચ્ચાં સાથે જ રહે તે નિજી સ્વર્થા માટે જીવતો હોય છે. જ્યારે બીજાપ્રકારના લોકો મકાનની બારીમાંથી બહાર જુએ અને બારણામાંથી બહાર જાય. સમાજમાં હળે મળે ભળે અને સત્કાર્યમાં વળે તે એટલે સંસારથી આગળ જોનાર.

(બી) સંસાર પાર એટલે પરભવનું જોનાર - આ જન્મારામાં જ ખાઓ પીઓ અને જીઓમાં ન રહેતાં પુનર્જન્મ થવાનો છે તો તે ઉત્તમ કેમ મળે તે માટે પ્રયત્ન કરનાર. આ લોકથી પરલોકમાં જવું છે તે સમયે સારી સગવડ મળે તે માટે પરલોક એટલે બીજા લોકોનું કલ્યાણ કરીને પુણ્ય કમાવા પ્રયત્ન કરનાર.

ઋષિ ઋષતિ - ગચ્છતિ સંસાર પારં ઇતિ ।

એવી ઋષિની વ્યાખ્યા છે.

ઋષિના ચિંતનમાં માનવને બદલવાની હિંમત છે. કારણકે ઋષિની બુદ્ધિ ઇશ સમર્પિત છે. તેથી ઋષિઓ વૈદિક વાડમય રચનાર હોવા છતાં ઋષિ પોતાને મંત્રકર્તા નહીં મંત્રદ્રષ્ટા (બતાવનાર) ગણે છે. કહે છે.

ઋષય: મંત્ર દ્રષ્ટાર: ન તુ કર્તાર:

માનવ બુદ્ધિમાંથી નિર્માણ થયેલો વિચાર માનવને બદલે કે ન બદલે પરંતુ ઇશ સમર્પિત ઋષિની બુદ્ધિમાં ઇશ કૃપાથી સ્ફુરેલો વિચાર સમગ્ર સમાજને બદલાવી શકે તે નિર્વિવાદ ઘટના છે.

ઉત્તરરામચરિતમમાં ભવભૂતિ લખે છે કે -

લૌકિકાનાં હિ સાધૂનામર્થ વાગનુવર્તતે ।

ઋષિણાં પુનારાધાનાં વાચમર્થોડનુ ધાવતિ ॥

સામાન્ય લૌકિક સાધુઓ કે સજ્જનો અર્થનો વિચાર કરીને વાણી ઉચ્ચારે છે. (Think before you speak) પરંતુ આદ્ય ઋષિઓની વાણી પાછળ અર્થ સ્વયં દોડતો આવે છે.

આવા ઋષિઓની સહજવાતો પણ શાસ્ત્રનું રૂપ ધારણ કરી લે છે. આવા મહાપુરુષોનું કથન એ જ કવન હોય છે. તેથી જ આપણા ઉપનિષદોમાં સાચા ઋષિને કવિ તરીકે બિરદાવ્યા છે. કવિર્મનીષી પરિભૂ: સ્વયંભૂ: ।

ઋષિને માનવ સમાજ પર અંતઃકરણનો પ્રેમ હોય છે. ઋષિને વિશ્વ પોતાના ભગવાનનું લાગે છે. પતિવ્રતા સ્ત્રી જેમ પતિના ઘરને સ્વચ્છ અને સારું રાખવાનો પ્રયત્ન કરે છે. તેમ ઋષિ પણ પોતાના સ્વામી એવા ભગવાનના ઘરને એટલે કે જગતને વિશુદ્ધ રાખવા અહર્નિશ પ્રયત્ન કરતો રહે છે. તેની સમાજસેવા કે જગતસુધારણા ભકિતના ગર્ભમાંથી જન્મે છે અને તેના પાયામાં પ્રભુ પ્રેમ હોય છે.

(એ) ગીતામાં અહમાત્મા ગુડાકેશ સર્વ ભૂતાશય સ્થિતઃ । બધા જ ભૂત માત્રમાં હું છું કહ્યું. બધામાં ભગવાન છે એમાં શંકા નથી. પરંતુ સહસ્ત્રાણાં કશ્ચિત્ત હજારોમાં એકાદ એવો હોય જેમાં ભગવાન વિશેષ રૂપે રહેલા હોય એમને આપણે સંત ઋષિ કે અવતાર કહીએ છીએ.

સત્પુરુષ શ્રેષ્ઠ જ છે સંત તેના કરતાં શ્રેષ્ઠ મનાય છે. તેમના કરતાં ઋષિ તો અદભુત જ કઇક જુદા જ છે. ઋષિમાં જબરદસ્ત જ્ઞાનપ્રણવતા છે. વિશ્વવ્યાપી ચૈતન્ય જોડે તાદાત્મ્ય સાધવાની હિંમત હોય છે. આવા ઋષિઓનું ભારતીય સંસ્કૃતિએ આગવું ચિત્ર ઊભું કર્યું છે.

(બી) આપણા સમાજમાં જડવાદી વિચારધારાનો પ્રતિકાર કરવા માટે આપણે ત્યાં અનંત પ્રયોગો થાય છે. ભોગ અને શકિત એકત્ર થાય એટલે કે વિત્ત અને સામર્થ્ય (સત્તા) સાથે મળે ત્યારે માણસમાં રાક્ષસી વૃત્તિ આવે જ. માનવમાં શક્તિ ઓછી કરવામાં આવે તો ચાલે નહીં અને ભોગો ખલાસ કરવામાં આવે તો પણ ચાલે નહીં કારણકે ભોગો અને શક્તિ બન્ને ઇશ નિર્મિત અને ઇશ્વરદત્ત (godsent) છે તેથી.

ભોગો અને શકિત હોવા છતાં રાક્ષસી વૃત્તિ ન વધે એટલા માટે બંન્ને વચ્ચે વિચાર શક્તિ હોવી જોઇએ. તે વાત ઋષિઓએ ઉપાડી છે આ વિચાર શક્તિ માટે સતત પ્રયત્ન કરવો જોઇએ. સમાજમાં છેલ્લામાં છેલ્લી વ્યક્તિ સુધી (Unto the last) સારા વિચારો હોવા જોઇએ અને તે માટે જ માનવ સમાજમાં અવિરત પ્રયત્ન કરવા જોઇએ.

વિશેષેણ વિચરતિ ઇતિ વિચારઃ ।

ચરતિ ઇતિપશુ વિચરતિ ઇતિ મનુષ્ય ॥

(૧) સમાજમાં વિશિષ્ટરૂપે વિચારી શકે - વ્યાપક થઇ શકે તે વિચાર.

(૨) માનવ માત્રને દીર્ઘકાળ સુધી માર્ગદર્શન આપી શકે ઘડી શકે તે વિચાર.

(૩) માનવને બદલી શકે હતોત્સાહને પ્રોત્સાહિત કરી શકે તે વિચાર.

(૪) જીવન જીવવાની જીગર ઊભી કરે, કતૃત્વ શક્તિ નિર્માણ કરે તે હલકાપણાની ભાવના દૂર કરે.

(૫) સુખ, દુઃખ કે સંઘર્ષ સામે ટકવાની હિંમત ઊભી કરે તે વિચાર.

(૬) વ્યકિત અને સમષ્ટિને એક સાથે ઉપાડવાની ક્ષમતા ધરાવે તે વિચાર.

આવા વિચારોને વિદ્યા કહેવાય.

પ્રત્યેક પાસે ક્રિયેટિવિટી છે. તેથી કઇ કરવાનો જ.

સેન્સેટિવિટી છે તેથી ક્યાંક ખેંચાવાનો છે.

જ્યાં ત્યાં ખેંચાય નહીં અને જેમ તેમ વર્તે નહીં, જે તે કરે નહીં તે માટે ઋષિઓએ સેન્સેટિવિટી અને ક્રિયેટિવિટીમાં ડીવિનિટી આવે તેવા વિચારો આપ્યા. જ્ઞાનપૂર્ણ અને ભાવનાયુક્ત વિચારોવાળી ક્રિયેટિવિટીથી સ્વભાવનું ઘડતર થાય તે માટે કૃતિ ભક્તિ આપી.

(સી) ગીતામાં અહમાત્મા ગુડાકેશ સર્વ ભૂતાશય સ્થિતઃ કહે છે. સર્વ ભૂત માત્રમાં છે. પરંતુ કેટલાક જીવો ધર્મઠ અને કર્મઠ હોય છે. જેમાં ભગવાન પોતે કર્મરત થાય છે. તેવી વ્યક્તિઓ એટલે ઋષિઓ. દુર્લભં ભારતે જન્મ કહેવાય છે. તેનું કારણ અહીંયા ઋષિઓએ અવિશ્રાન્ત પરિશ્રમ કર્યો છે. પરસેવો પાડીને પરસેવાના પાઠ ભણાવ્યા છે. પૃથ્વીને સુજલામ સુફલામ બનાવવા માટે અનંત પ્રયોગો કર્યા છે. તેથી કવિ કહે છે કે :

અમે સહુ ઋષિઓનાં સંતાન ।<br>
વિશ્વમાં એ જ અમારી શાન ॥

(ડી) સમાજમાં હમેંશા બે પ્રકારના લોકો હોય છે. એક ભોગપ્રધાન અને બીજા જ્ઞાનપ્રધાન - એમાં બીજા પ્રકારના બહુ જ ઓછા પ્રમાણમાં હોય છે. અને તેમાં પણ મોટા ભાગના નિવૃત્તિ પ્રધાન હોય છે. તેથી મોટો વર્ગ સમાજમાં ભોગપ્રધાન થઇ જાય છે. અત્રિ જેવા ઋષિઓ સંસાર પાર દર્શયતિ હતા તેથી ભોગપ્રધાન સમાજમાં જ્ઞાન ઉત્ક્રાંત કર્યુ - પશુત્વ જીવનમાંથી મનુષ્યત્વ પર લાવવા ભગીરથ પ્રયત્નો કર્યા - જ્ઞાનપ્રધાન વર્ગ પણ પૈસા માટે જ્ઞાન આપનાર થયા હતા તેને સમજાવ્યું કે ધન માટે સ્તોત્રો ગાનાર - સ્તોત્રો ગાઇને ધન કમાનાર - ભગવાનનો ભાગ ન કાઢનાર - ધનના અધિકારી નથી.

(ઇ) ઋષિ એટલે સહુમાં સમરસ થનાર - વૃક્ષ કે વનસ્પતિ, ઝરણાં કે નદી, પશુ પક્ષી કે પ્રકૃતિ એ બધામાં ઋષિ ખોવાઇ જતાં. તેથી ગાય, પીપળો, તુલસી વિગેરે ઋષિ સાથે બોલતાં અને તેમાંથી શ્લોકો કે સ્તોત્રો રચાયા છે. જ્યારે આપણી સામે શબ્દો પણ બોલતા નથી એનું કારણ આપણે એકાંતમાં શાંત ચિત્તે બેસતા નથી. આદ્ય. શંકરાચાર્ય કહે છે એકાન્તે સુખમાસ્યતાં પરતરે ચેતઃ સમાધીયતામ । એ અનુભૂતિ લેવા આપણે પ્રયત્ન કરતાં નથી અને ઋષિઓનો તે જીવનક્રમ હતો. આવા ઋષિ માટે કહેવું પડે કે :-

સરળ એવો કે ઊંડાણોને હું માપી નથી શકતો ।<br>
સુલભ એવો કે દુર્લભતાને હું માની નથી શકતો ।<br>
સહજ એવો કે એના મૂલ્યને જાણી નથી શકતો ।<br>
હૃદયના ભાવને શબ્દો મહીં બાંધી નથી શકતો ॥

માનવ મન અજબ છે. લક્ષ્મી મેળવવા પ્રયત્ન કરતો હોય ત્યારે No Time કહે તો લોકો વર્ણન કરે કે કેટલો મોટો માણસ છે બીઝીમેન છે કહી કૌતુક કરે પરંતુ સરસ્વતીની ઉપાસના કે તેના સંશોધનમાં કોઇ ખોવાઇ જાય અને No Time કહે તો તેની મશ્કરી કરે - ધૂનીમાં ખપાવે.

આપણે શબ્દને ફોડતા નથી તેથી શબ્દો આપણી સાથે બોલતા નથી. આપણે બહુ બહુ તો નાળિયેર ફોડીએ - ઋષિઓએ શબ્દોને ફોડવા વરસો વિતાવ્યા છે. શબ્દ ફોડીએ તો શબ્દને સુગંધ આવે.

દુર્લભભારતે જન્મ : વૈદિક ઋષિઓએ કહ્યું છે તે તેઓના જીવન તરફ જોઇએ તો યથાર્થ લાગે. વિશ્વમાં આપણી શ્રેષ્ઠતા માટે શું બતાવી શકીએ ? નદીઓ ? પર્વતો ? આપણાથી સારા સૌંદર્યધામો વિશ્વમાં છે. વિત્ત, શિક્ષણમાં આપણાથી આગળ ઘણા છે. આપણે બાહ્ય આઇટમોમાં ઊણા ઉતરીએ તેમ છીએ ત્યારે આંતરિક વૈભવ ભારતમાં છે તે જ આપણી શાન છે અને ઋષિઓના સંતાન છીએ તેના લીધે છે.

# સારાં આચરણોનું મહત્વ

કોઇપણ માણસની, કોઇપણ મત-મતાંતરની નિંદા કરવી ન જોઇએ, એ ઘણી મહત્ત્વની વાત છે. બધું જ સારું છે એમ કહેવાનો પણ હેતુ નથી. આ વિષયમાં જેટલું ઓછું કહેવામાં આવે તેટલું સારું જ છે. જેટલું વધારે કહેવામાં આવે તેટલી મુશ્કેલી વધતી જાય છે. પોતાને પોતાનો અવગુણ ખબર પડે, તેનો વધારે સુધારો થાય છે. મને પોતાના ઘરમાં નમસ્કાર કરતા જોઇને તમે પણ તેમ કરવાનું શરૂ કર્યું, જો હું તમને કહું કે નમસ્કાર કરવા જોઇએ, અને હું નમસ્કાર કરતો ન હોઉં તો તમે મનમાં વિચારશો કે નમસ્કાર કરવા એ સારું છે, પણ તેની અસર નહીં પડે.

બ્રાહ્મીનાં પાંદડાં બુદ્ધિવર્ધક ગણાય છે; તમારે તેનો ઉપયોગ કરવો જોઇએ. તમે કેમ નથી કરતા ? મને તો આળસ થવાથી નથી કરતો, તો અમને આળસથી ક્યાં નવરાસ છે. ફક્ત કહેવાનું આવા પ્રકારનું છે. બીજું, પોતે ઉપયોગ કરવો અને કહેવું, ત્રીજું, પોતે ઉપયોગ કરવો છતાં કંઇ જ કહેવાનું નહીં, બદ્રિકાશ્રમ વગેરેમાં અનેક ઋષિ લોકો તપ કરતા હતા, પણ તેઓ ઉપદેશ, પ્રવચન કંઇ જ કરતા ન હતા. કોઇ આવીને પૂછે અને તેઓ ઉપદેશ આપે, તે વાત અલગ છે.

આચરણ કરનારા કોઇ નજરે પડતા નથી. જેમ ભગવાં ધારણ કરનારામાંથી એક અસલી સાધુને ઓળખવો મુશ્કેલ છે. એવી રીતે આવાં પ્રવચનો કરનારાઓમાં પણ યોગ્યતા કેટલા પ્રમાણમાં છે, એ કંઇ સમજી શકાતું નથી. એ ન સમજાવાને લીધે આપણા લોકો પર અસર પડતી નથી. જેમ 'ખાલીચણો વાગે ઘણો,' તેમ તેઓ ઘણું વધારે બોલતા હોય છે, પણ તેમને ઓળખવા મુશ્કેલ હોય છે. તેઓ પોતે જ્યારે એ વાતોનો અમલ કરતા નથી, તો શ્રોતાઓ કેવી રીતે તેનો અમલ કરી શકે ? એટલા માટે આપણા ઋષિ મુનિઓ કોઇને ઉપદેશ આપવા જતા ન હતા, પરંતુ એકાંતમાં બેસીને પોતાના સાધનને સિદ્ધ કરવામાં તત્પર રહેતા હતા.

દરેક ઉત્સવ પ્રસંગે સાધુ-મહાત્માઓને અન્ન, વસ્ત્ર, બ્રાહ્મણોને પૈસાનું દાન આપવામાં આવે એ ઘણું જ સારું છે. બ્રાહ્મણો એને માટે યોગ્ય છે એટલે તેમને રોકડા પૈસા આપવા. સાધુઓને જરૂરત પ્રમાણે વસ્ત્ર, અન્ન, પુસ્તક, યાત્રા માટે ટિકિટ વગેરે આપવાં જોઇએ. પવિત્ર આહાર-વિહારવાળાને દાન આપવું ઘણું જ સારું છે. માંસ-મદિરાનો ઉપયોગ કરનારા કુપાત્રને દાન આપવું ન જોઇએ. પોતે પોતાનું કર્તવ્ય સમજીને એને સાત્ત્વિક ભાવથી આપવું જોઇએ. એમાં કોઇ જાતના બદલાની ભાવના ન રાખવી જોઇએ. સોમવતી અમાવાસ્યા, વ્યતીપાત, એકાદશી, પૂર્ણિમા વગેરે દિવસોએ દાન આપવું ઘણું જ સારું છે. પાત્ર-બ્રાહ્મણ હોય, ઉત્તમ આચરણ હોય, વિદ્વાન હોય, એવા બ્રાહ્મણ બધી વસ્તુઓ સ્વીકારવાને પાત્ર છે. દાન, યજ્ઞ, વગેરે જેટલા અહીં કરવામાં આવે છે, અનેકગણાં થાય છે. એટલા માટે ખૂબ આપવું, ખૂબ ભજન-ધ્યાન કરવું.

**સેવા** - સાધુ બ્રાહ્મણોની, નિરાધારોની, ગરીબોની, બિમારોની સેવા કરવી જોઇએ.

**સંયમ** - વસ્ત્ર પહેરવામાં, ભોજનમાં અને બધી ઇન્દ્રિયોનો, મનનો સંયમ કરવો જોઇએ.

**સત્સંગ** - સત્શાસ્ત્રોનું વાંચન, સાધુ પુરુષોનો સંગ કરવો, એ સત્સંગ છે.

**સાધન** - ભજન, ધ્યાન વિ. ખૂબ વધારે મન લગાવીને કરવું જોઇએ.

આમ ચારે વાતો ઘણી ઉપયોગી છે, વળી, આવી પવિત્ર ભૂમિ છે. જે માણસ સમય અનુસાર કામ કરે, તે

સમયને જીતી શકે છે. બુદ્ધિથી પરમાત્માને બધે જૂએ, વાણીથી નામ-જપ, કાનથી ભગવાનની કથા સાંભળે, મનથી ભગવાનનું સ્મરણ કરવું જોઇએ. આપણે આટલે દૂરથી ચાલીને આવીએ છીએ, એટલા માટે ખૂબ પ્રેમ અને ઉત્સાહથી સાંભળવું જોઇએ. જે વાત સાંભળીએ, એનું મનન કરવું જોઇએ. નામજપમાં જીભ લાગેલી રહે, અને કાનથી સાંભળવામાં આવે, મન સાંભળવા તરફ જ રહે, મન તો એક જ કામ કરે છે. તે એક સમયે બે કામ કરતું નથી. પરમાત્માનું મનથી મનન કરવું જોઇએ. કોઇની નિંદા, સ્તુતિ કરવાં ન જોઇએ. જો ટેવ પડી હોય તો પોતાની નિંદા જેટલી થાય તેટલી કરે અને ઇશ્વરની સ્તુતિ મન ફાવે તેટલી વધારે કરે તો પણ ઓછી જ છે. એવી રીતે પોતાની ટેવ પૂરી કરતા રહેવું જોઇએ. હમેંશા ભગવાનના નામનો જપ અને કીર્તન તથા નિયમોનું પાલન કરતા રહેવાથી ઘણો લાભ થાય છે.

- સત્સંગની માર્મિક વાતોમાંથી સાભાર

# કર્મ અને ભકિતનો સમન્વય

- તેજાલાલ ડી. પટેલ, ગાંધીધામ-કચ્છ

કોઇપણ ધર્મ કે સંપ્રદાય પલાયનવૃત્તિને ન પોષી શકે અને ન અનુમોદન આપી શકે. માણસે પોતાના ભાગે આવતું કર્મ નિષ્ઠાપૂર્વક અને કુશળતાપૂર્વક કરવું જ જોઇએ. જો તમે ઘર-ગૃહસ્થી આરંભી હોય તો ઘર પ્રત્યેની જવાબદારી નિભાવવી એ પણ ધર્મ જ છે. જિંદગીના ચાર આશ્રમો પૈકી જયારે વ્યકિત જે આશ્રમમાંથી વયની દ્રષ્ટિએ પસાર થતી હોય એણે તે આશ્રમના કર્તવ્યો બરાબર રીતે અદા કરવાં જોઇએ.

લોકો સંતવાણીનો લાભ લઇ કહેતા હોય છે કે 'હરિને ભજતાં હજું કોઇની લાજ જતાં નથી જાણી રે' મતલબ કે ભગવાનનુ ભજન-કીર્તન કરો એટલે ભગવાન હજરાહજૂર થઇ ભક્તનાં કામ પતાવી આપે. પણ એનો અર્થ એ નથી કે માણસ નિષ્ક્રિય બની બેસી રહે. ભગવાન કહે છે કે આગળ - આગળ તું પાછળ - પાછળ હું. અર્જુને લડાઇ કરવાની જવાબદારી અદા કરવાની, પછી શ્રીકૃષ્ણ સારથિ બનવાનુ કામ કરે ! ભગવાન - ભક્તની મદદ કરવા તૈયાર થશે જ એવું માનનારે પણ પૂજા-પાઠ-ભકિત કરવાની સાથે સાથે પોતાનાથી બનતો પરિશ્રમ ઉઠાવવો જોઇએ. 'ફોગટ ખાવે ચોર કહાવે.' કોઇનેય મફતનું ખાવાનો અધિકાર નથી. ભગવાનમાં શ્રદ્ધા રાખો. પણ ભગવાનની મદદ નહિ મળે એમ માની મહેનત કરો અને મહેનત કરતી વખતે મનમાં એવી શ્રદ્ધા સાચવી રાખો કે ભગવાનની મહેરનો લાભ મને મળવાનો જ છે. ઉદ્યમથી જ કાર્ય સફળ થાય છે. કેવળ મનોરથ સેવનથી કાર્ય સફળ નહિ થાય. સૂતેલા સિંહના મોઢામાં મૃગલાં જાતે પ્રવેશતાં નથી એણે શિકારનો શ્રમ ઉઠાવવો જ પડે છે.

''ભગવાન તું મને સો વર્ષનું આયુષ્ય આપી દે'' એવી તમારી વિંનતી સ્વીકારવાની ભગવાનને નવરાશ નથી ! આપણું પૃથ્વી લોકનું જીવન આપણા માટે કર્મભૂમિ છે અને કર્મ કરીને જ સુખ પ્રાપ્તિ કે ઇશ્વરકૃપા આપણને મળી શકે. મહાત્મા ગાંધીજી કહેતા કે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી કર્મ છે. કર્મમાંથી કોઇપણ વ્યકિત મુક્ત નથી. એટલે શરીરને પ્રભુ મંદિર બનાવીને તે દ્વારા મુક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. મતલબ કે માણસે પાપકર્મ નહીં પણ શાસ્ત્ર અનુસારના કર્મ કરતાં-કરતાં પૂજા પાઠ- જપ-તપનો આધાર લેવો

જોઇએ. આવા કર્મો નિષ્કામ રીતે કરવામાં આવે, રાગદ્વેષ વગર કર્મને જ પ્રભુભક્તિ માની કર્મ કરવામાં આવે તો ઇશ્વર ખુશખુશાલ થઇ જાય છે. કેવળ ચમત્કારની અપેક્ષાએ કર્મને બાજુએ રાખી પૂજા-પાઠમાં રાચ્યા કરવું એ પ્રભુને પણ મંજૂર નથી હોતું. જીવન કર્મયોગનો અવસર છે. જેથી કર્મથી વિમુખ ન થવું કારણકે કર્મ શરીર દ્વારા કરવામાં આવેલી પ્રાર્થના જ પરમેશ્વરની સર્વોત્તમ પ્રાર્થના છે. જળ માછલીને વહાલું હોય છે પણ શ્વાસ લેવા માછલીને હલનચલન કરવું જ પડે છે. માતાને બાળક વહાલું હોય છે પણ માતા એનો ઉછેર ભગવાનના હવાલે છોડી નિષ્ક્રિય નથી બની જતી. બાળકના ભરણપોષણ - સાર સંભાળનું કર્તવ્ય અદા કરતાં કરતાં માતા કહે છે કે હે પ્રભુ! મારા બાળકની તું રક્ષા કરજે.

ઇશ્વરનું નામ લેવું કે એના નામના જપ કરવા કે એનું કીર્તન કરવું એનો અર્થ એ જ છે કે જેવા ગુણો પરમેશ્વરમાં છે તેવા જ ગુણો, કર્મ અને સ્વભાવ માણસ તરીકે આપણે પણ રાખીએ. જેમ ઇશ્વર ન્યાયી છે તેમ આપણે પણ માણસ તરીકે ન્યાયી બનીએ કેવળ પ્રભુનું નામ ન લેવા કરતાં પ્રભુ રીઝે એવા કર્મો પણ કરીએ. ભગવાન પોતે પણ અખિલ સૃષ્ટિનું સંચાલન કરે છે એમ માનતા હોઇએ તો એનો મતલબ એ છે કે ભગવાન નિરંતર કર્મરત રહે છે. એક સેકંડ માટે પણ કર્મવિહોણો રહી શકતો નથી.

માણસ ભક્તિ કરે પણ અંદરથી અહંકાર દૂર ન કરે તો તેના પૂજા-પાઠ પણ ઢોંગ જ સાબિત થાય : ભક્તિ એટલે ભગવાન પ્રત્યેનું સંપૂર્ણ સમર્પણ. માણસ જે કંઇ કરે, વિચારે, બોલે અને ભકિતની પવિત્રતા જાળવે તો ઇશ્વરકૃપા થાય. હરિના મારગમાં નિષ્ક્રિયતા અને કાયરતાને લેશમાત્ર સ્થાન નથી. એ તો શૂરાનો મારગ છે. પૂજાપાઠ કે ભકિતનો અર્થ જ એ છે કે પોતાના પરિવારજનોને પણ સ્વાર્થ, તિરસ્કાર કે દ્વેષની નજરે ન જોવાં. મનથી જોવા અને પ્રાણીમાત્રમાં પરમાત્માનું દર્શન કરવું. નરસિંહ મહેતા પ્રભુભક્તિમાં લીન રહેતા પણ સંસારિક કર્તવ્યોની ઉપેક્ષા નહોતી કરી. કોઇકને મદદ કરવા પોતાનો રાગ 'કેદારો' ગીરવી મૂકવાની એ તૈયારી દર્શાવતા હતા. એટલે ભગવાન સમજાવે છે કે સંસાર માંડો તો માંડી જાણો. પરિવારને સુખ શાંતિ આપવી એ પણ પ્રભુકાર્ય છે. શરીરથી પરિશ્રમ કરી ઇમાનદારીથી કમાવું એ પણ કર્તવ્ય છે.

ચોવીસે કલાક નારાયણ - નારાયણ રટતા નારદે ભગવાન વિષ્ણુને પૂછ્યું કે તમારો સૌથી મોટો અને સૌથી પ્રિય ભક્ત કોણ ? નારદે કલ્પના કરી હતી કે વિષ્ણુ નારદને જ સૌથી મોટો ભક્ત કહેશે, પણ વિષ્ણુએ ખેડૂતને સૌથી મોટો ભક્ત જાહેર કર્યો ત્યારે નારદે પૂછ્યું કે ખેડૂત તો માત્ર બે જ વખત રાત્રે સૂતી વખતે અને સવારના ઊઠતી વખતે આપનું નામ લે છે પરંતુ હું તો આપના નામનો અખંડ જાપ કરું છું. તો પછી ખેડૂતને મોટો ભક્ત કેમ કહ્યો. ત્યારે ભગવાન વિષ્ણુએ નારદને સમજાવ્યું કે ખેડૂત ખેતી કરીને આખા જગતનો અન્નદાતા બની આ સૃષ્ટિને જીવાડવાનું કપરું કર્તવ્ય નિભાવે છે. છતાં દિવસમાં બે વખત મારું નામ લે છે. મને એકલું ભજનકીર્તન કરવા કરતા કર્મ અને ભક્તિ બન્નેનો સમન્વય કરે છે તે ભક્ત અતિપ્રિય છે.

ભગવાનને સ્વાર્થી ભકત નથી ગમતો 'પરમાર્થી ' ભક્ત ગમે છે. સાંસારિક કર્તવ્યોની ઘોર ઉપેક્ષા કરી કેવળ પોતાના ઉધ્ધારનો ઉદ્દેશ રાખે એની ભકિતને સ્વીકારવાની ભગવાનને ઇચ્છા થતી નથી. પરમાત્મા પરાયણ બનવાની સાથે સાથે શુદ્ધ કર્મ પરાયણ બનવું એ જ ભગવાનને ભજવાનો અને એની કૃપાના અધિકારી બનવાનો સર્વશ્રેષ્ઠ માર્ગ છે.

# विष्णु उपासना ही क्यों

रामकृष्णदास -रसिक्
सं. कवि पटेल

हमारे धर्म में तैंतीस कोटि देवता माने गए है और उनमें से लगभग एक सौ की तो पूजा, अर्चना, आराधना और उपासना बड़े पैमाने पर की जाती है। इन सभी देवी-देवताओं के राजा तो देवराज इन्द्र हैं परन्तु इनके वास्तविक नियन्ता, पालक और संचालक भगवान विष्णु ही है। ये सभी देवता भगवान विष्णु की सेवा में तत्पर रहते हुए अपने निर्धारित कर्म करते रहते हैं। इनमें से किसी भी देवी-देवता की पूजा-अर्चना, आराधना-उपासना करने पर भी व्यक्ति को मनवांछित फलों की प्राप्ति हो जाती है। कारण स्पष्ट है ये सभी देवी-देवता स्वयं भगवान विष्णु अथवा उनकी शक्तियों द्वारा उत्पन्न हैं, परमपिता परमात्मा के चिरन्तन रुप विष्णु और उसके अवतारों के सेवक हैं, हरि के साथ रहते है अतः इनके सेवकों और उपासकों को भी भगवान विष्णु अपना दसानुदास मानकर उन पर विशेष कृपा-दृष्टि बनाए ही रखते हैं। यही कारण है कि विविध देवी-देवताओं की पूजा-आराधना, सभी वेदों और पुराणों का अध्ययन-मनन और धर्म की विविध धाराओं का अनुगमन विष्णु उपासना में बाधक नहीं, साधक ही सिद्ध होता है। ये सभी छोटी और बड़ी नदियां और झरनों रूपी देवी-देवता भगवान विष्णु से उत्पत्ति प्राप्त करते हैं और अन्त में उसी तेज में समा जाते हैं। यही कारण है कि पूजा और आराधना आप किसी भी देव की करें आपकी श्रद्धा और पूजा, आराधना और उपासना का अन्तिम बिन्दु तो भगवान विष्णु ही होंगे।

एक सांसारिक उदाहरण द्वारा धर्म के इस गुण रहस्य को आसानी से समझा जा सकता है। किसी संस्थान में कोई व्यक्ति कोई शिकायत, प्रार्थनापत्र अथवा मांगपत्र लेकर जाता है। स्वाभाविक है कि उसकी समस्या का तुरन्त समाधान तो संस्थान का संचालक स्वामी ही कर सकता है या फिर प्रबन्धक। परन्तु किसी कारण से वह व्यक्ति सीधा स्वामी तक नहीं पहुंच पाता और न ही प्रबन्धक से मिल पाता है। इस अवस्था में वह अपनी समस्या कार्यालय के किसी कर्मचारी के आगे रखकर उसके समाधान के लिए उससे प्रार्थना करता है। यह कर्मचारी उसकी समस्या को उच्चाधिकारियों के सामने रखता है। यदि वह अधिकारी स्वयं इस समस्या का समाधान कर सकता है तो कर देता है नहीं तो उचित कार्यवाही के लिए इस समस्या को अपने स्वामी के आगे रख देता है। स्वामी उस पर जो भी फैसला देता है, समस्या का जो भी समाधान होता है उसकी सूचना उस व्यक्ति तक पहुंचा दी जाती है। परन्तु इस सूचना को व्यक्ति विशेष तक स्वामी स्वयं नहीं पहुंचाता उसी कर्मचारी के माध्यम से सूचना व्यक्ति तक पहुंचती है जिसको व्यक्ति अपना मांगपत्र दे गया था। इस सम्पूर्ण प्रकरण में अन्तिम फैसला तो फर्म का स्वामी ही करता है, परन्तु वह कही सीधा सामने नहीं आता। सम्पूर्ण कार्य एक व्यवस्थित क्रम में विभिन्न कर्मचारियों और अधिकारियों के माध्यम से होता है जबकि जिस व्यक्ति की समस्या का समाधान होता है वह यही मानता

और समझता है कि उसकी समस्या का समाधान अमुक बाबू या क्लर्क ने ही किया है । वास्तव में वह बाबू उस कार्य सिद्धि का एक माध्यम तो है परन्तु स्वयं उस कार्य का नियन्ता नहीं । ठीक यही स्थिति धर्म के क्षेत्र में परमपिता परमात्मा की है । सभी कार्य उस अविनाषी - ज्योतिपुंज परमात्मा द्वारा ही नियन्त्रित होते हैं, विभिन्न देवी-देवता तो इश्वर की इच्छानुरुप उन कार्यो की मूर्ति रुप ही देते हैं ।

संसार ही नहीं अखण्ड ब्रह्माण्ड एवं सम्पूर्ण सृष्टि के नियन्ता और पालन कर्ता ज्योति-स्वरूप उस पारब्रह्म परमेश्वर का रुप-स्वरुप कैसा है कोई नहीं जानता । वह साकार है या निराकार, करुणा का सागर है या शक्ति का प्रचण्ड द्वीप, बोधगम्य है या अगम्य, कोई नहीं जानता । यदि हम निराकार माने तो उस निराकरण ब्रह्म की पूजा-अर्चना तो की नहीं जा सकती, उसका ध्यान करना भी संभव नहीं । यही कारण है कि हमारा धर्म उस परम शक्ति को शेषसैया पर विराजित चतुर्भुज भगवान विष्णु के रुप में मानता है और उनकी ही उपासना करने की सलाह देता है । हमारे धर्म ग्रन्थों के अनुरुप भगवान विष्णु साक्षात ब्रह्म स्वरुप हैं तो सभी देवी-देवता ईश्वर के विविध अंगों और उपांगों के सदृश्य । जब शरीर के किसी अंग को सुख पहुंचता है तब उसकी अनुभूति सम्पूर्ण शरीर के साथ-साथ मन को भी होती है । अब हम शरीर के किसी अंग विशेष की सेवा करें अथवा कई अंगों की एक साथ, सम्पूर्ण शरीर से अथवा उसके किसी अन्य अंग से तो हमारा द्वेष हो ही नहीं सकता । ठीक यही स्थिति विभिन्न देवी-देवताओं एवं प्रभु के विभिन्न अवतारों की पूजा, आराधना, साधना और उपासना की है । हम किसी भी देवी या देवता की उपासना करें हमारा अन्तिम लक्ष्य तो भगवान विष्णु के चरणों की आराधना-उपासना तथा उन चरणों में स्थान की प्राप्ति ही रहेगा ।

श्रीमद् भागवत और विष्णु पुराण में विविध देवी देवताओं की उपासना, भगवान के विग्रहों (मूर्तियों) की आराधना एवं विभिन्न धार्मिक अनुष्ठानों को विष्णु उपासना की सीढी बतलाते हुए कहा गया है कि विभिन्न देवी-देवताओं की पूजा इसलिए की जाती है कि अंगी (पारब्रह्म परमेश्वर) की पूजा स्वत: नहीं हो सकती - इष्ट के अंगों (देवी देवताओं एवं स्थूल रूप में विग्रहों) द्वारा ही उसका होना सम्भव होता है । देवता भगवान के अंग होते हैं, अत: उपासना में देवी-देवताओं की पूजा का यही रहस्य है कि अंगी की पूजा अंगो के बिना नहीं हो सकती । अस्तु, देव-पूजा को साध्य न मानकर, अंगी (भगवान) की पूजा का साधन समझना चाहिए और यह पूजन धर्मानुकूल है, इसमें रंचमात्र भी संशय नहीं ।

## त्रिमूर्ति अर्थात ब्रह्मा-विष्णु-महेश

देवता तो तैंतीस कोटि हैं परन्तु ईश्वर का प्रतिरुप विष्णु को ही माना गया है । वही इस सृष्टि का उत्पन्नकर्ता है, वही पालक है और वही संहारक । सभी धर्म ईश्वर के ये ही तीनों कार्य मानते हैं । हमारे हिन्दू धर्म के समान ही ईसाई धर्म में भी ईश्वर को ही उत्पन्न-कर्ता या जैनरेटर (Generator), पालनकर्ता अर्थात् (Operator) तथा विध्वषंक अर्थात् डेस्ट्रायर (Destroyer) कहा गया है । इन तीनों शब्दों के प्रथम अक्षर G O D का ही संयुक्त रुप है गॉड (GOD) अर्थात् ईश्वर । परमब्रह्म परमात्मा ही यह तीनों कार्य करता है और जगत के उत्पत्तिकर्ता, पालक और संहारक परमपिता परमात्मा को ही विष्णु संज्ञा से विभूषित किया गया है ।

'समस्त जगत की जिससे उत्पत्ति होती है, जिसमें समस्त चराचर जगत अवस्थित है और जिसमें ही इस जगत का विलय होता है, वही ब्रह्म है और यह परब्रह्म ही विष्णु है ।' ऐसा हमारे धर्मग्रन्थों का कथन है । हमारे वेद, पुराण और लगभग सभी धार्मिक ग्रन्थ यह मानते हैं कि ब्रह्मा, विष्णु और महेश की इस त्रिमूर्ति में भी विष्णु ही प्रमुख है और ये दोनों ही देव विष्णु के ही अंश हैं ।

ब्रह्माण्ड की उत्पत्ति, उसके संचालन एवं सृष्टि के चक्र को चलायमान रखने के लिए आयु पूर्ण कर चुके जीवों के समापन के ये तीनों कार्य भिन्न प्रकृतियों के कार्य हैं । ब्रह्माण्ड के निर्माण और उसमें जीवन के रुप में सतत रुप से प्राणियों, वृक्षों एवं समस्त गोचर और अगोचर, सूक्ष्म एवं स्थूल वस्तुओं की उत्पत्ति के लिए तेजस्वरुप चलनात्मक रज तत्व (रजोगुण) की आवश्यकता होती है । इसी प्रकार संसार का पालन करने और उसे चलाने के लिए प्रकाशात्मक सत्व (सतोगुण) प्रधान है तो विध्वंस और मृत्यु का प्रतीक तो अंधकार या तम (तमोगुण) है ही । पारब्रह्म के रजोगुण का प्रतीक सृष्टि के रचियता ब्रह्मा जी है तो तमोगुण के प्रतीक संहारक शक्ति के अधिष्टाता, काल के नियामक महाकाल भगवान शंकर । तीसरे सबसे प्रधान और श्रेष्ठ तत्व सतोगुण की साक्षात मूर्ति हैं सृष्टि पालनकर्ता, सभी देवों के भी देव, ब्रह्माजी के भी जनक और भगवान शंकर के भी आराध्य देव श्री विष्णु ।

विष्णु पुराण में स्पष्ट रुप से कहा गया है कि परमपिता परमात्माने ही जगत की सृष्टि (निर्माण), स्थिति अर्थात पालन और संहार के लिए तीन संज्ञाओं - ब्रह्मा, विष्णु और शिव नामों - को धारणा किया है । ये तीनों ही पारब्रह्म-परमेश्वर भगवान विष्णु के ही रुप हैं । इस प्रकार सम्पूर्ण ब्रह्माण्ड के रचियता और सृष्टि चक्र के संचालक, पालनकर्ता और संहारक भगवान विष्णु ही हैं परन्तु इन तीनों कर्मो में वे पालनकर्ता पहले हैं और बाद में कुछ और । विष्णु ही संसार के पालनकर्ता एवं उद्धारक हैं, जब कि शिव संहार के और ब्रह्माजी निर्माण के संचालक है । परन्तु निर्माता से पालनकर्ता अधिक महत्वपूर्ण है और संहारक के ऊपर तो उद्धारक को प्राधिमान्यता देनी ही होगी । यही कारण है कि इस त्रिमूर्ति में भी विष्णु को ही प्रधान माना जाता है शिव और ब्रह्मा तो उनके सहयोगी-साथी है ।

एक वाक्य में यही कहा जा सकता है कि सभी तैतीस कोटि देवताओं के भी पूज्य हैं ब्रह्मा, विष्णु, महेश । ये सभी देवी-देवताओं का ही नहीं सम्पूर्ण चराचर जगत और पारब्रह्म परमेश्वर का प्रतिनिधित्व करते हैं । परन्तु इस त्रिमूर्ति में भी सबसे श्रेष्ठ, सबसे महत्वपूर्ण और भक्तवत्सल हैं भगवान विष्णु । यही कारण है कि भी विष्णु की उपासना करने वाले को अन्य किसी देवी-देवता की आराधना, उपासना करने की आवश्यकता नहीं रहती, भगवान विष्णु की उपासना में ही सबकी आराधना - उपासना स्वत: हो जाती है । गीता में अर्जुन को उपदेश देते हुए भगवान विष्णु के सोलह कलानिधान पूर्ण अवतार श्रीकृष्ण ने एक स्थान पर स्वयं कहा है, 'हे अर्जुन ! यद्यपि कामनाओं के वशीभूत पुरुष अनेक देवी देवताओं की आराधना-उपासना करते हैं, परन्तु यथार्थ में वे मेरी ही पूजा करते हैं, यद्यपि अज्ञानतावश उन्हें इसका ज्ञान नहीं होता ।'

"येऽप्यन्यदेवता भक्ता यजन्ते श्रद्धयान्विता: ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ।।"

# लक्ष्मीनारायण चालीसा

नारायण पर ब्रह्म हो विश्व सकल के नाथ
दर्शन हमको दीजिए लक्ष्मीजी के साथ
हरिवर हमको दीजिए बलबुद्धि और ज्ञान
बार बार वंदन करु जय जय श्री भगवान

जय जय श्री लक्ष्मीनारायण
सकल सृष्टि के तुम हो कारण
करुं प्रणाम तुमको बहुनामी
कृपा करो प्रभु अंतरयामी
तुम ही हो प्रभु सत्य सनातन
तुम ही हो हरि पतीत पावन
मात-पिता तुम हम है बालक
सब जग के हो तुम ही पालक
सर्जक तुम प्रभु तुम हो भरता
विश्व सकल के तुम हो करता
कृपा सिंधु करूणा के सागर
मम अंतर को करो उजागर
भवसागर मे मेरी नैया
पार लगा दो ओ खेवैया
भाल तिलक कानो में कुंडल
सोहत शिश मुगुट अति सुंदर
कंठ धरी वैजन्तीमाला
मनभावन है रूप निराला
शंख, चक्र, गदा और पद्म
चतुरर्भुजकी शोभा अनुपम
लक्ष्मीजी के संग तुम आए
संतन भक्तन के मन भाए
मनोहारी है रूप तुम्हारा
ओज समाया इसमे सारा

क्षीर सागर मे रहन तुम्हारा
शेष सैया पर सयन तुम्हारा
परम ज्योति बनकर प्रभु आवो
अंध ऊर के तिमिर मिटावो
सूर्य चंद्र और तारा मे तुम
वर्षा की जलधारा मे तुम
नभ, पृथ्वी और विश्वानल तुम
वायु, गंध और रसभर जल तुम
विश्व सकल प्रभु तुमरी माया
जहां देखुं प्रभु तुमरी छाया
महिमा चारो वेद सुनाए
पुरान, उपनिषद गुन गाए
अनंत अनादि अगम अगोचर
सर्व व्यापक तुम हो हरिवर
निराकार और निर्गुण तुम हो
सगुण और साकार भी तुम हो
ले अवतार धरा पर आये
धर्म के प्रतिपाल कहाये
मत्स्य, कुर्म और वराह रूप मे
मुक्त धरा की असुर भुप से
प्रगट हुए प्रभु नरसिंह रूपा
मारा पल में दानव नृपा
वामन होकर बलि घर आये
तीन लोक त्रिपद मे समाये
परशुराम बन तुम्ही पधारे
आतताइ चुन चुन कर मारे
राम रूप दसरथ घर आये
मरियादा के पाठ शिखाये
रावण आदि असुर संहारे
सत्य धर्म के रक्षण हारे

देवकी नंदन बन प्रभु आये
गोप गोपी के मन हर्षाए
जगद्‌गुरु बन गीता गाइ
धर्म हेतु मारे आतताइ
दु:ख दुनिया के देख न पाये
बुद्ध रूप हो कर प्रभु आये
विष्णु तुम हो विध विध रूपा
मे ध्याउं तुम्हे एक ही रूपा
रमापति तुम नाथ हमारे
धरना शिर पर हाथ तुमारे
मन मोहक है मूरत प्यारी
नयनरम्य है सुरत न्यारी
शहस्त्र नाम है प्रभु तुम्हारे
मोक्ष मिले कोई एक पुकारे
प्राणी मात्र के प्राण नाथ हो
जगतपति तुम जगन्नाथ हो
दया करो हे दया के सागर
रखो प्रेम प्रभु निज भक्तन पर
हरि नाम का मंत्र जपावे
रोग वियोग ना कभी सतावे
मागु तुम से विश्वपति
बल बुद्धि और दो सुमति
श्री लक्ष्मीनारायण चालीसा
जो गावे हो पूर्ण मनिषा
लाल रति गुन तुम्हरे गाये
कृपा करो चरनों में आये
नारायणघटघटबसेलाखोतुम्हरेरूप
ममहृदयपरगटरहोमंगलमूर्तिरूप

- रतिलाल म. पटेल

# કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને સનાતન ધર્મની રાહ પર લાવનાર સંતો અને સમાજ સુધારકો



પ.પૂ. સંતશ્રી લાલરામજી મહારાજ
વાંઢાય



પ.પૂ. સંતશ્રી ઓધવરામજી મહારાજ
વાંઢાય



પ.પૂ. સંતશ્રી દયાલરામજી મહારાજ
વાંઢાય



પ.પૂ. સંતશ્રી વાલરામજી મહારાજ
વાંઢાય



નરવીર શ્રી
કેશરાભાઇ તેજાભાઇ સાંખલા (નૈત્રા)



આદ્ય સુધારક
શ્રી નારાયણજી રામજી લીંબાણી



શ્રી રતનશીભાઇ ખીમજીભાઇ ખેતાણી
વિરાણી મોટી



શ્રી નથુભાઇ નાનજી કેશરાણી
નખત્રાણા

**શ્રી લક્ષ્મીનારાયણ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવના મંગલ પ્રસંગે ક.ક.પાટીદાર જ્ઞાતિને સનાતન ધર્મની રાહ પર લાવનાર સંતો અને સમાજ સુધારકોનો ઋણ સ્વીકાર સહ સાદર વંદન...**

